॥ ॐ ॥

શ્રી

# પાટણકર કાવ્યમંજરી

## ભાગ ૧ લો.

સુધારા વધારા સાથે

**આવૃત્તિ બીજી.**


લેખક અને પ્રકાશક,

**વોરા ભોગીલાલ રતનચંદ પાટણવાળા.**

હાલ–ઝવેરીવાડો સંભવનાથની ખડકી

અમદાવાદ.



આવૃત્તિ ૨ જી — પ્રત ૨૫૦૦

સંવત ૧૯૮૪ — સને ૧૯૨૭

કીંમત રૂ. ૧–૪–૦ ।

## નેકનામદાર મહારાણા શ્રી વિજયદેવજી સાહેબ,

### મહારાણા સાહેબ સ્વસ્થાન ધરમપુર.



નામદાર મહારાણા સાહેબ લેખકના ખાસ મુરબ્બી છે અને લેખક તેઓશ્રીના પ્રેમના ભોગી છે

# અર્પણ પત્રિકા.

**અખંડ પ્રૌઢ પ્રતાપ ગૌબ્રાહ્મણ પ્રતીપાળ**
**વિદ્યાવિલાસી નેકનામદાર મહારાણા**
**શ્રી વિજયદેવજી રાણા સાહેબ**

**સ્વસ્થાન ધરમપુર.**

**માનવંતા નામદાર સાહેબ,**

આપ નામદારમાં દયા, પ્રેમ, વિદ્યા વિલાસિના, પરમાર્થ આદિ વિકસિ રહેલ એવા અનેક શુભ ગુણોથી મોહિત થઇ આપ નામદારના અલ્પ પરિચયમાં સેવક આવ્યા પછી આપ નામદારે સેવકને આપના હૃદયમાં સ્થાન આપવાની બતાવેલી ઉદારતા તેમજ સેવક ઉપર કરેલા અન્ય ઉપકારો માટે શુદ્ધ બુદ્ધિથી આપ નામદારને આ લઘુ પુસ્તક અર્પણ કરૂં છું.

# હૃદય ઉદ્ગાર.

સ્વીકારી, કરો ઉપકાર,
કાવ્ય મંજરી–સ્વીકારી કરો ઉપકાર.

અખંડ પ્રૌઢપ્રતાપી શોભો. ગૌબ્રાહ્મણ પ્રતિપાળ,
મહા પરાક્રમી સુર્યવંશી છો, ધર્મતણા રખવાળ
સ્વીકારી કરો ઉપકાર. ૧

કળા કૌશલ્યે રાજ્ય ચલાવો, પ્રજાહિતે પ્રેમાળ,
ક્ષત્રિયવટમાં શૂરવીર શોભો, ધર્મ તણા અવતાર
સ્વીકારી કરો ઉપકાર. ૨

વિજયા દશમીના શુભ દને, દેવતા પશુ બળીદાન,
સદ્ગુરૂના સદ્ બોધેથી, અપાયા અભય દાન
સ્વીકારી કરો ઉપકાર. ૩

પરમ પૂજ્ય મર્હુમ મહારાણા, કરૂણા તણા અવતાર,
પ્રજા પીડ જે પ્રેમે ધરતા, એહના આપ કુમાર
સ્વીકારી કરો ઉપકાર. ૪

જૈન તણા આચાર્ય શોભે, વિજયકેસર સુખકાર.
સદ્બોધે સદવર્તન પામ્યા, બંધ કર્યો શીકાર
સ્વીકારી કરો ઉપકાર. ૫

વિજયદેવનું નામજ શોભે, છો વિવેકી ગુણવાન
વિદ્વાન જનોની પીડજ હરતા, દઇને આદરમાન
સ્વીકારી કરો ઉપકાર. ૬

પ્રજા તણું દૂર દારીદ્ર કરવા, યોજ્યા ઉપાય રસાળ,
શુભ જ્ઞાનના શુભ પ્રયાસે, ઉપજાવ્યું અંતર વ્હાલ
સ્વીકારી કરો ઉપકાર. ૭

હીન જનોને દાનજ દેતા, ધરીને અંતર પ્યાર,
શુદ્ધ ચારીત્ર સંયમ શોભે, શોભે ઉંચ વહેવાર,
સ્વીકારી કરો ઉપકાર. ૮

એવા ઉત્તમ ગુણોથી મોહી, પહેરાવુ મંગળમાળ,
અર્પ કરી કાવ્ય મંજરી આજે, ખુશી થતો તમ બાળ
સ્વીકારી કરો ઉપકાર. ૯

આપ નામદારશ્રીનો સદાનો કૃપાભિલાષી

**કવિ ભોગીલાલ રતનચંદ વોરા.**

(શ્રી મુંબઈ જીવદયા મંડળીના ઓન. ઉપદેશક)

# ઘણુ જીવો પ્રજાપ્રીય મહારાણાશ્રી વીજયદેવજી મ્હારાજ.

---

## લાવણી

મા' રાણાશ્રી તખ્ત નશિન થઈ, પ્રજા સેવા કીધી સારી
વર્ણન તેનું જૂજ બુદ્ધી, કરવા મરજી થઇ મ્હારી
પ્રજા તણી પીડા દીલ ધરતા, પ્રજાના દુખે દુખી થાય
વિજયદેવજી મા' રાણાનો, વિજય હમેશાં પ્રજાગાય ૧

રાજ્યતણા શુભ ચિંતક સાચા, દિવાન બહાદુર બહુ વખણાય
નામ અનોપચંદ સુંદર શોભે, કવિ મુરબ્બી સાચા ગણાય
દીનજનોની દાઝજ જાણે, ન્યાય પરાયણ સદા દેખાય
વિજયદેવજી મા'રાણાનો, વિજય હમેશાં પ્રજા ગાય. ૨

કોઇ જાતના કર વેરાથી, પ્રજા બિચારા ન કચરાય
દવાખાનુ અને સ્કૂલોમાં, દવા કેળવણી ફ્રી દેવાય
કઇક વિધવા દુખી બ્હેનોને, રોજી સ્ટેટ થકી બંધાય
વિજયદેવજી મા'રાણાનો, વિજય હમેશાં પ્રજા ગાય ૩

દેવ સમું છે નામજ સાચુ, દાન દેવામાં બહુ દાતાર
જ્ઞાની વિદ્વાન કવિજનોનો, કરતા પ્રેમે બહુ સત્કાર

બ્રહ્મચર્યનો સદ્‌ગુણ સાચો, દેખી દીલડુ બહુ હરખાય
વિજયદેવજી મા'રાણાનો, વિજય હમેશાં પ્રજા ગાય ૪

જીવદયા પર ધરતા પ્રીતી, રાખી અંતર શુદ્ધ રસાળ
જીવદયા મંડળી મુંબાઈની, પેટ્રન થયા પ્રેમે ભૂપાળ
પશુ બળીદાન બંધજ કીધા, પર્યુષણે હીંસા નવ થાય
વિજયદેવજી મા'રાણાનો, વિજય હમેશાં પ્રજા ગાય ૫

અનેક જાતના શુભ કૃત્યોથી, દેશોદેશ યશ વખણાય
પર પીડામાં મદદ કરતા; જાણે બીજો વિક્રમ રાય
અનેક જાતના સદ્‌ગુણોથી, અન્ય દેશના લોકો ન્હાય
વિજય દેવજી મા'રાણાનો, વિજય હમેશાં પ્રજા ગાય ૬

અમલદારો બીજા પણ સારા, પ્રજા દુખમાં કરતા સ્હાય
ઉંચ જ્ઞાનની ઉંચી ભાવના, ઉંચ કેળવણીના જ,પસાય
ધર્મપૂરમાં રામરાજ્ય છે, મળે નહી કોઇને અન્યાય
વિજય દેવજી મા'રાણાનો, વિજય હમેશાં પ્રજા ગાય ૭

રાજ્ય માતા મનહર કુંવરબા. વસે અંતર ભકતી ઉલ્લાસ
દીન જનોપર પ્રીતી ધરતા, સત્ય નીતીના સદગુણ ખાસ
અખંડ સૌભાગ્ય સુખ સાંપડજો, દીર્ઘાયુષી રહેજો સદાય
વિજય દેવજી મા'રાણાનો, વિજય હમેશાં પ્રજા ગાય ૮
સુર્યવંશીનું તપોસિંહાસન, ઘણુ જીવો મુજ ભુપાળ
ઉદારતા કીધી મૂજપર બહુ, ધરતા અંતર વાત્સલ્ય વ્હાલ

જેવો ચાહો છો આજે મુજને, તેવો ચહાજો નિત્ય સદાય
વિજયદેવજી મા'રાણાનો, વિજય હમેશાં પ્રજા ગાય ૯

ભૂલ ચૂકની ક્ષમાજ યાચુ હોંજો, મંન વંછિત સૌ કામ
રાધા પતિશ્રી રક્ષા કરજો; હોજો અમર અવનીમાં નામ
દિર્ઘાયુષ્ય ઈચ્છુછું રાજવી રાજ્ય કુંટુંબ રહો સુખી સદાય
કહે ભોગીલાલ સદા આપનો વિજય દેશો દેશ ગવાય ૧૦

લી.

આપ નામદારનો સદાનો કૃપાભિલાષી
**કવિ–ભોગીલાલ રતનચંદ**



# સુર્યકુળ તિલક ધર્મપુરના મહારાણા
# નો
# સંક્ષીપ્ત ઈતીહાસ

——·——

હરીગીત છંદ.

ચિતોડના મા'રાણા કુળમાં, સુર્ય વંશ કુમારશ્રી
શિશોદીયાની કીર્તીમાં, શોભા વધારી રામસી
અજીત ભુ મેવાડની એક, લીંગ દેવ પ્રતાપની
સુર વીર પુત્રો વીર ભુમીના, અચળ સુખની વાસની ૧

મહારાજ કુંવર રામસીંએ, સેન્ય સામંત સાહયથી
સ્થાપવા નવી રાજધાની. નીકળ્યા ચિતોડથી
બાર સૈકે બાસઠ ઈસ્વી. સને કુંકણુ સ્થાનમાં
પધાર્યા કુંવર રામસીંમહા, રાષ્ટના મેદાનમાં ૨

ઉતર કુંકણુમાં દેવાગરિનું, રાજ મહા વિશાળ ત્યાં
આણુ યદુ વંશ રામ રાજાની સદા વરતાય જ્યાં
વિખ્યાત હાલનું ધર્મપુર તે, દેવ ગિરીનું પર્ગણું
રામ નગ્રને જીતિને પછી, રાજ ધાનીમાં ગણ્યું ૩

ફરકે વાવટો વીજયનોને, રાજતંત્ર જમાવિયું
રામ નગ્રને સ્થાપિને નીજ, નામ સ્મર્ણ રાખિયું
વજિર અલ્લાઉદ્દીન મુગલનો, સેન્યા લઈ આવ્યો ચડી
યાદવ કુંકણ ધ્વંશ કરિને, જીતિ લેવા તે ઘડી ૪
રામસીં મહારાણાજીએ, ક્ષત્રી બીરદ પાળિયું
રક્ષણ કર્યું રણમાં ઝુંઝી, સુર્યવંશ ગૌરવ રાખિયું,
બચવ્યો યાદવ વંશ રાજને, કાફુર મ્લેક વજીરથી
નાશ કીધો મ્લેછ ફોજનો, બાંધીયા જંજીરથી ૫
યુધ વીજયી રામસીંહજી મુગલથી સન્મુખે રહ્યા
ક્ષત્રીનું તેજ બતાવીને, શત્રુને ભુસ્યાયી કર્યા
દેવગિરીના રાજ વંશને શરણ આપી સાચવ્યો
મ્લેક કાફુર દીલ્લી વજીરને, દેશમાંથી દુર કર્યો ૬
પ્રસરી કીર્તી પુર્વજોની, દેશની દુઃખા હરી,
વિધર્મીના અતીત્રાસમાં, નિજ ધર્મનિ રક્ષા કરી,
બારસે બાસઠ ઈસ્વીસને, થી પંચાણુ સાલમાં
રાજ સ્થાપી વીચરીયા શ્રીરામ કૈલાસમાં. ૭



 

# મહારાણા શ્રી જયદેવજી

દોહરો.

સુર્યવંશિ મહારથિ તણો, અલ્પ કરૂં ઉલ્લેખ
સુર વિરો મણિ મુગટમાં, શોભે સુવર્ણ રેખ

હરીગીત છંદ

રામ નગરના મહારાણા શ્રી, જય દેવજી ભુપતી
સેંકે પન્નર એકત્રીસને, આણ ગગનમાં ગાજતી
સુલતાને દેવ્યત દેખતાં પછિ, દેવ સંબોધણ કર્યું
ગાદિ પતિ મા'રાણાઓનું, નામ દેવ પદે ધર્યું

છપ્પો.

આદિદલશા સુલતાન, બજાપુર રાજતણાએ
અહંમદ નગર સુલતાન, શાહ નિજામ કે'વાયે
ગુર્જરના સુલતાન, મુજફ્ફર શાહ પ્રતાપીક
ઉતર કુંકણ દેશમાં, સલ્તાનના માલીક
નહિ કાંઠે બંદરો, સત્તા પોર્ટુગિજ રાજની
જામિ પ્રભા સર્વપર જય દેવ મહારાજની

લાવણી

ચાલ સવઈયા એક ત્રીસાની—

પોર્ટુગીઝ આદિ સુલતાનો રીઝવતા મા'રાણાને
શરણ લેતા મદદ દેતા, તોડી ન શકતા આણને ૧

નિજ શક્તિથી પ્રભાવ પાડયો, ગાજી રહ્યા કુંકણુ દેશે
અવર રાજા માગે સાહયતા, પ્રસરી કિર્તી ચો' દીશે ૨
મહારાણા શ્રીજગતસીંહજી, શિશોદીયા કુળ પ્રભાવક
સુર્યવંશી પ્રભાવશાળી, સુર્યદેવના ઉપાશક. ૩
સુર્યદેવનાં દર્શન કરીને, અનજળને લેતા મુખમાં,
અડગ ટેક તે પુરણુ પાળે રહેતા નિજ આતમ સુખમાં ૪
મુજફરશા સુલતાન ગુજ્જરના, જીતી શકયા ન ફિરંગીને
પોર્ટુગીઝને શાશન દેવા. મદદ માંગી સુલતાને. ૫
મુજફરશાની મદદ માગણી, રાણાજીએ સ્વીકારી'
ગણા આગ્રહથી ખંભાત નગરે તેડાવી થયા આભારી ૬
મહારાણા શ્રીજગતસીંહજી, ખંભાત નગરીમાં આવ્યા
સમય હતો વર્ષા રૂતુનો સુરજ વાદળે ઢંકાયા ૭
સુર્ય દર્શનની ટેકીવંતા વીન દર્શને રહે ઉપવાસે
મુશળધારે મેહ વરશંતો સુર્ય રહે વાદળ વાસે ૮
આઠ દીવસ ઉપવાસથયા જાણી મુજફર સુલ્તાન કચવાણો
મહારાણાને આવી વીનવે, ઈષ્ટદેવ કેમ રીસાણો ૯
ઈષ્ટ ઉપાસના સાચી હોય તો સદા દર્શન આપે તમને
આજ તમારા ઈષ્ટદેવનાં દેખાડો દરશન અમને ૧૦
જગતસીંહજી મા'રાણાએ વચન સુણી આવ્યા હેઠા
સ્નાન કરી પીતાંબર પહેરી, ચોગાનમાં આવી બેઠા. ૧૧

ધોધમાર વરસાદ વરશતો અસાન વાળી ધ્યાન ધરી
કરી પ્રાર્થના સુર્યદેવની: આરાધના મનમાં ઉચરી ૧૨
દ્રઢ ટેકની દાદ સુણીને, સ્થંભણુ મેઘ થયો ગગને
વાદળ વીખરી સુર્ય પ્રકાશ્યો, દર્શન કરી નમ્યા ચરણે ૧૩
એક ઘડી પ્રકાશ પાડી પછી વાદળમાં વીહારી થયા
મહારાણા ઉઠી આસનથી, સીધા રાજભુવનમાં ગયા ૧૪
અવીશ્રાંત થઈ પછી વૃષ્ટી ગગન ઘોર અંધકાર થયો
ભોજન કીધું ભાવ ધરીને, રાણાજીનો ટેક રહયો ૧૫
મુજફરશા તો અચરજ પામ્યો દેવ સંબોધીતનામ ધર્યું
નામ જગતસિં બદલી દઇને જયદેવ નામ પ્રસિદ્ધ કર્યું ૧૬
સુર્યદેવનો પ્રભાવ દેખી; મુગલરાજ તો હરખાયો,
રામનગ્રે મા'રાણા નામને દેવ શબ્દ ને જોડાયો ૧૭
રાજ અવધ વલસાડ તાલુકે, ભુત્સરના પ્રગણા સુધી
દક્ષીણમાં વસાઇના છેડે, રાજતણી સરહદ કીધી ૧૮
પંદરસેં એકત્રી ઈસ્વીસવથી પંદરસેંને એંશી,
નિર્ભયરાજ અમલ સ્થાપી થયા, જય દેવરાણાકૈલાસી ૧૯



# મહારાણા શ્રી ધર્મદેવજી

૩

## મનહર છંદ.

મહારાણા ધરમદેવ, જગતમાં નરદેવ
નર નારી કરે શેવ ગાદીયે બીરાજીયા
સને સત્તર ચોસઠથી સતર ચોસીતેર
સુધી રાજ કરી પછી સ્વર્ગમાં સિધાવીયાં ૧

રાજયોગી અભેનાથ, એ ગુરૂએ ઝાલ્યો હાથ
નીજમાતાનાએ ભ્રાત રાજ કરે શેવના
માંડવીના રાજતાતવી રમહાડાની જાત
ગુરૂવર્ય અભેનાથ વીરમ ધર્મ દેવના ૨

ગાદીએ બીરાજ્યા પછી માધુરાવપેશવાથી
મોટી લડાઇ કરીને-રામનગ્ર સાચવ્યું
પેશ્વાઓને પાછા પાડયા દેશમાંથી હાંકી કાઢયા
યુદ્ધ કરીને પછાડયા સુરાપણ દાખવ્યુ ૩

નીજ નામનુ સ્મરણ રે'વા વસાવ્યું નગર
સતર છાસઠ સન ધર્મપુર વાસવ્યું
વંશની વધે આબાદી અમર તપો એ ગાદી
સુર્યદેવની પ્રસાદી રવીકુળ ઉજવ્યુ ૪

(૪)

# મહારાણા શ્રી વીજયદેવજી ૧ લા

## હરીગીત છંદ

વીજયદેવજી બાળરાજા ગાદિપતિ લઘુવય થયા
દ્વાદશ વર્ષની ઉમરમાં તે રાજ લક્ષમી ને વર્યા
નીપુણ કીધા માતાજીએ ન્યાય નીતીમાં દખ્યા
સાસન્ન દોરી હાથ લીધી રાજમાતા બાઇબા. ૧

મા'રાજ ગણપત રાવ ગાયક વાડથિ મીત્રઇ હતી
રહેતા ઘણું સહવાસમાં પેદાસ ખર્ચિ માં જતી
વડોદરા મહારાજ તુલ્યની બરોબરિમાં રહે સદા
મહારાણા વિજય દેવજિ રેતા આનંદિ સર્વદા ૨

બળવાનને ઉદારતા ના, ઉચ્ચ ગુણ ઉરે રહ્યા
અન્યાઇ અત્યાચાર દુર્ગણ રાજથી દુરે કય
કસાઇ ખાનાં સુરતમાં તે બંધ સર્વ કરાવિયાં
અનાથ મુગા પ્રાણીઓને મરણથી ઉગારીયા ૩

સ્થાપક શેહેજાનંદ સ્વામી ના રણ સંપ્ર-દાયના
પધરાવ્યા ધર્મપુર નગ્રે લાવિ અતિશે ભાવના
અઢાર સઇકે ષટ સન્નેથી અઢાર છપ્પન વાસમાં
અર્ધો સઇકો રાજ કીધું. વિચરીયા કઇલાસમાં ૪

(૫)

# ચશુ દળવી.

છપ્પો

ચશુ દળવી શુર વીર દેશમાં ડંકો દીધો
પેશ્વા કેરી ફોજ નો રસ્તો રોકી દીધો
બે તરણીને તીર યુધનો સ્થંભ રોપાયો
પેશ્વા સાવર ઘાટથિ કપટ કરીને આવ્યો
ચશુ દળવી નિજ જંગલી ફોજ લઇ લડ્યો કટકમાં
રામ નગ્રને સાચવ્યું રામ દેવના વખતમાં ૧

હરિપંત ફડકેવળિ નાના સાહેબ પરંધર
વીસાજી કેશવ માહારાષ્ટી વિર ધુરંધર
વાગે દેશમાં હાક નામ સુણી થરથરતા
રામ નગરનું રાજ જીતી લેવા ચિન્તવતા
ચશુ દળવિ જાણિ કપટ છાપો અચાનક મારિયો
રામ નગ્રનિ ગાદિનો રાજતિલક હક આપિયો–

( ૬ )

# મહાત્મા અભયનાથ

## શીખરણી છંદ

મહા યોગાભ્યાસી અધ દમન શૈલી સુચવતા
તજી મીથ્યા માયા નિરજન ભુમિમાં વિચરતા
વ્યવ્હારી નીતીના સરળ સદબોધો અરપતા
રવી વંશી રાણા અભય ગુરૂજીને રિઝવતા

## ભુજંગી છંદ

રહે યોગ્ય સ્થાને નિરાગી મહાત્મા
પ્રભુના સ્વરૂપી દિસે પર્મ આત્મા
દયાદાન ના માર્ગ ને વાંચ્છનારા
પુરા રાજ યોગી અભે નાથ સારા ૧

કરૂણા કરી મોક્ષ શૈલી બતાવે
મહાદુખિ સંસાર થીતે બચાવે
સુધા શાન્તિ આપે મધુ વાણિ દ્વારા
પુરા રાજ યોગી અભેનાથ સારા ૨

નહી લેશ મીથ્યા તણો દંભ ધર્તા
સદા ઊંચ ભાવો ધરીને વિચર્તા

અહીંસા તરૂમુળ) ના પોશનારા
પુરા રાજ યોગી અભે નાથ સારા ૩
ગુણી બોધ આપે મયાળુ દયાળા
રૂડા નીતિ પંથે ચડાવે કૃપાળા
છુટે મુખથી જ્ઞાન વારી નિધારા
પુરા રાજ યોગી અભે નાથ સારા ૪
હતા સીધ સાચા ત્રિકાળીક જ્ઞાની
રહે રાજની સાહય માં પ્રેમ આણી
મહારાણાના હીત ને ઈચ્છ નારા
પુરા રાજ યોગી અભે નાથ સારા ૫
ઘણી વાર એ રામ પુરી બચાવી
ઘણી વાર વેરીનિ ફોજો હઠાવી
સદા ભુત ભાવી તણા જાણનારા
પુરા રાજ યોગી અભેનાથ સારા ૬
અતી આવતી આફતો ને નિવારી
હતા ઇષ્ટ સ્થાને ગુરૂ ભાવ ધારી
પુના પેશવારાજ ના પુજય પ્યારા
પુરા રાજ યોગી અભે નાથ સારા ૭

૭

# વર્તમાન મહારાણા શ્રી વીજયદેવજી બહાદુર

છપ્પો

જીવ દયાનો સ્થંભ રાજમાં રોપી દીધો
અભે દીયો હુકકમ રાજમાં જાહેર કીધો
ગૌબ્રામણુ પ્રતિપાળ ક્ષત્રિનો ધર્મ સંભાળ્યો
કીર્તિ ગૌરવનો ધ્વજ અવર રાજયોમાં ઘાલ્યો
થયા નહિ થાશે નહિ નૃપ વિજય દેવ સારખા
અભય ઘોષણુ ગડગડે ભોગિલાલે પારખ્યા ૧

હરીગીત છંદ

કીરણુ ભાસ્કર જયોતીઓ ઉધોતમાં પ્રકાશતી
અલકા પુરીના તુલ્ય ધર્મપુર નગ્રી ભાસતી
ધર્મપુરમાં ધર્મરાજ છે અદલ ન્યાયી શાસને
મહારાણા વીજય દેવજી અમર તપો સીંહાસને ૧
નરેંદ્ર ભારત દેશ મંડળે ધર્મને પ્રગટાવિયો
સુર્યંકુળ મુગટમણી લવ કુલ વંશ દીપાવિયો
અનેક પ્રાણી અનાથનો ટાળિ દીધો છે ત્રાસને
મહારાણા વીજય દેવજી અમર તપો સીંહાસને ૨
અખંડ પ્રોઢ પ્રતાપી કીર્ત્તે દીપતા ભુપાળ છો
દયાતણા દરીયાવ છો ગૌબ્રાહ્મણના પ્રતિપાળ છો

ઊદારતા દીનો પ્રત્યે ભુલાવે કુન્તા પુત્ર
મહારાણા વીજય દેવજી અમર તપો સીહાસને ૩
શરણુ દેતા કદર કર્તા વીધ્વતા સુખ વાસની
વીધા તણા મહાદાનમાં શોભા વધારી રાજની
દાનેશ્વરી છો ભોજતુલ વીક્રમ સમા દુખ ભંજને
મહારાણા વીજય દેવજી અમર તપો સીહાસને ૪
આશ્રિતોના પ્રેમાળ ક્ષત્રિ રાજ ભુષણુ આપ છો
અનાથના છો નાથરાજા અભય વચની તાત છો
પુણ્ય કુંજના કીર્તિ પુષ્પની ફેળાવિ છે સુવાસને
મહારાણા વીજયદેવજી અમર તપો સીહાસને ૫
રાજ સત્તા સ્થંભના આધાર છો ધરણી ધરા
કરે સાહય ચોભુજ દેવતા સુખિ રાખે જગદીશ્વરા
દીર્ધા યુષી રહો જગતમાં શેવા સમર્પો દાસને
મહારાણા વીજય દેવજી અમર તપો સીંહાસને ૬
યુવરાજજી અમર તપો રાધા પતિ રક્ષા કરે
અંગે સદા આરોગ્ય રહે પ્રમેશ્વરા પિડાહરે
વાધો સદા માયાળુ માતના લાડ કોડ ઉલ્લાસને
મહારાણા વીજય દેવજી અમર તપો સીંહાસને ૭
ભોગીદ્ર કવિનું શીર તે નરનાથ તમ ચરણે ધર્યું
પારશમણીનો સંગ થાતાં લોહ કંચન મયી થયું
ધર્મ રાયના દર્શનનો ઈચ્છું સદા સહવાસને
મહારાણા વીજય દેવજી અમર તપો સીંહાસને ૮

## છપ્પો

વિજય દેવ મહારાજ રાજના ધર્મ ધુરંધર
ભોજ સમાદાતાર અવનીમાં આવ્યા ઈંદર
પરદુખ ભંજન નાથ વીર છો વીક્રમ સરખા
ભીમ સમા ભડવીર ભોગીદ્ર કવિએ પરખ્યા
પ્રજા પાળ ભુપાળ છો રઈયતને સુખ આપતા
છત્ર છાયા જગદીશની આશ્રીતને નિવાજતા

૨

ધર્મપુરનું નામ અમર અવનિમાં કીધું
દયાદાન દરિયાવ અભયનું દાનજ દીધું
જીવ દયાના તાત નાથ અનાથ જીવોના
નિર્ભય કીધા જીવ નિવાસી ગાઢવનોના
અમર પડો વજડાવિને વરતાવિ છે આણુને
ભક્તિ ભોગીલાલની ઉગાર્યા કઈ પ્રાણુને

૩

રાધાપતિ મહારાજ આપની ઇચ્છા પુરજો
દધિ સુતા રહો સ્થાઈ સદા ભંડારને ભરજો
દીન કર રહી સતેજ રાજનું તેજ વધારે
રામ રાજયનો ન્યાય નીતિની સુગંધ પ્રસારે
પુત્ર કલત્ર સુખિ રહો તનમન પિડાહરો
દેવ દાનવ કુળ દેવતા નવ ગ્રહો રક્ષા કરો

લી. આ.પ નામદારનો નમ્ર સેવક

**કવિ ભોગીલાલ.**



# પ્રસ્તાવના

આ પાટણકર કાવ્યમંજરી જેવા અગાઉથીજ લોક-પ્રિય થએલા પુસ્તક ને વાસ્તવિક રીતે પ્રસ્તાવનાની જરૂર પણ ન હોય છતાં પુસ્તકને આરંભે પ્રસ્તાવના હોય તે રૂઢી ખાતર મારા પરમ મિત્ર ભાઈ શ્રી ભોગીલાલની ઇચ્છાને માન આપી લેખક અને તેની શકિતનો પરિચય કરાવવાના મારા પ્રાથમિક હેતુચીજે હું આ પ્રસ્તાવના લખું છું. વાંચકને તેવી પ્રસ્તાવના દોષરૂપ જણાય તો હું ક્ષમા યાચું છું.

જો કે કવિ ભોગીલાલની આ કાવ્યમંજરી તેમજ તેમનું અત્યાર સુધીનું કવિ અને સમાજ સેવક તરીકેનું જાહેર જીવન તેમની શકિતનો ખ્યાલ આપી શકે એમ છે સાક્ષરી દુનિયાનું દૃષ્ટિબિંદુ ગમે તે હોય છતાં કવિ ભોગીલાલની કાવ્યશકિત એ જાહેર પ્રજામાં જે રસ રેડયો છે તે આધુનિક કવિવરો ભાગ્યેજ રેડી શકે છે. સાહિત્યની હાલની દિશા બદલાઇ છે. તેની સાથે કાવ્ય પદ્ધતિ પણ વિલક્ષણ બની છે હાલના ઘણા કવિઓની કૃતિ કેવળ તેમને જેમ આનંદ આપનારી જણાય છે. એટલે સામાન્ય જનતા તેમાં એકસરખો રસ અનુભવી શકતી નથી તેમાં દોષ કદાચ તે મહાકવિઓનો નહોય પણ જનતાની સામાન્ય રસજ્ઞતા તે મહાકવિઓ ધારે છે તેટલી સૂક્ષ્મતો નથીજ

અને કદાચ તેને પરીણામે તેવી કૃતિઓ જનસમુહના મોટા ભાગને નિરસ, કિલષ્ટ અને વિલક્ષણ ભાસે છે. મહાકવિઓ તેમજ સાક્ષર વર્ગ એ વાત સ્વીકારે કે ન સ્વીકારે છતાં વસ્તુસ્થિતિ તેમજ છે. તેમજ ઘણાંએ કાવ્યો અણુ-વંચાએલા અને અણુસમજાએલાં પડયાં હશે એક કાવ્ય વાંચક સરળતા સમજી કે ગાઈ ન શકે તે કાવ્યમાં ગમે તેટલું પાંડિત્ય અર્થ ગાંભીર્ય અને અલૌકિક રસ હોય પણ તે નિરર્થક છે. કવિઓએ એટલું તો અવશ્ય જાણવું જોઈએ કે તેઓના કાવ્યની કસોટી જનતા છે. કાવ્યો કે અન્ય સાહિત્ય બહુ ભાગે લેખકના સંતોષના કરતાં વાંચકના સંતોષ માટે લખાય તોજ લેખકના પરિશ્રમ સફળ થાય. કવિ ભોગીલાલની કૃતિઓ તેમજ તે કોટિ કવિઓની કૃતિઓ વાંચકને સંતોષ આપનારી હોવાથીજ જલદી લોક-પ્રિય થઇ પડે છે. આ કાવ્યમંજરી તેવો એક નમૂનો છે. અને લોકોની અભિરૂચી કોઇ જાતના કાવ્યો તરફ વિશેષ છે તેની પણ સાબીતી છે.

જેમ પદમાં ભાષા અને વિચારોની નૈસર્ગિકતા આજે સરળતા આજે લોકપ્રિય થઇ છે, તેમજ પદમાં પણ નૈસર્ગિતા તથા સરળતા આદરણીય છે. હૃદયના ભાવોને ભાષા દ્વારા વ્યક્ત કરવામાં જેટલી કૃત્રિમતા અને કલષ્ટતા હોયજ તેટલી તે કૃતિમાં અરસિકતા આવે છે તે નિસંદેહ છે સાક્ષરમંડળમાં તેઓ ભલે કદાચ કિંમતી લેખાય પણ સામાન્ય જનતામાં તે કદી લોકપ્રિય થાય નહિ. કાવ્ય-

મંજરી માંહેની કવિતાઓ સામાન્ય જ્ઞાનવાળા વાંચીને ધારેલો આનંદ મેળવી શકે તેમ છે અને નિરક્ષર હોય તો પણ સાંભળીને પણ તેમાંજ આનંદ મેળવી શકે છે. હાલના કહેવાતા સાક્ષરો અને મહાકવિઓ એ વિષે ગમે તેમ ધારે પણ એટલું તો ચોક્સ છે કે જેમ ઝવેરાતની કીંમત માત્ર ઝવેરીજ જાણે છતાં ગ્રાહકનું દિલ જો તે માલ પર ન બેસે તો તેની કીંમત કોડીની છે કેમ કે ઝવેરીઓ કીંમત આંકનાર છે જ્યારે માલ વાપરીને સંતોષ લેનારતો ભિન્નરૂચિના ગ્રાહકોજ છે. તેવીજ રીતે કોઇપણ કૃતિ સાક્ષરને મન કિંમત હોય છતાં જાહેર પ્રજા વાંચીને આનંદ લેનારી છે તેને અગમ્ય હોય તો પછી તેનો હેતુ પાર પડતો નથી.

હાલના સાહિત્યમાં આવા કવિઓને તેમજ તેમની નિર્મળ રસિક કવિતાઓને સ્થાન નથી અપાયું તે એકજાતનો અક્ષમ્ય પક્ષપાત છે. જગતને એ કવિઓ અને તેના કાવ્યોએ આનંદ આપ્યો છે અને હજુએ આપે છે. અને તેથી તે પણ સાહિત્યનું અગત્યનું અંગ છે. હાલના મહાકવિઓ બહુ ભાગે સ્વાર્થી કાવ્ય રચે છે જ્યારે આવા સાદા પણ લોકપ્રિય કવિઓ પરાર્થે કાવ્ય રચે છે. એટલે કે મહાકવિઓની કૃતિઓ તેમનેજ આનંદ આપનારી હોય છે જ્યારે લોકપ્રિય કવિઓની કૃતિ સામાન્ય જનતાનાં મોટા ભાગને આનંદ આપે છે. અને તેથી તેમનો સાક્ષરોએ સંપૂર્ણ આદર કરવો જોઇએ. કવિ ભોગીલાલે હું જાણું છું ત્યાં સુધી સાક્ષરોની દુનિયામાં સંચાર કરવાની કદી પણ

ઇચ્છા રાખી નથી. છતાં સાહિત્યકારો અને સાક્ષરોએ તો ન્યાયની ખાતર તેવા કવિઓને તેમનું યોગ્ય સ્થાન આપવુ જોઇએ.

કવિ ભોગીલાલમાં જે એક વિશેષ લક્ષણ છે તે મહા કવિઓમાં પણ કદાચ નહી હોય. તેઓ શીઘ્ર કવિતા બનાવે છે અને કલાકોના કલાકો સુધી રસ ટકાવી રાખી કાવ્યમાંજ સંબોધી શકે છે. ભાષા કદાચ સરળ હશે છતાં તેમ કાવ્યમાંજ સંબોધવું તે સહેલ નથી. તેમની સરળ ભાષાથી પણ તેઓ હૃદયના ભાવો ઘણીજ સચોટ રીતે કાવ્યમાં ઉતારી શ્રોતાઓ પર ધારેલી અસર કરે છે. તે કાંઈ જેવી તેવી વાત નથી તેમની આ શક્તિ માટે તેઓને જોકે જાહેર પ્રજાએ પુરતું માન આપ્યું છે છતાં હાલના સાક્ષરોએ કહેવાતા મહાકવિઓએ જોઇએ તેટલી કદર કરી નથી તે શોચનીય છે.

તેમની આવી આકર્ષક શક્તિથી જેમ ઘણાઓ તેમના નિકટના પરિચયમાં આવ્યા છે તેમ મને પણ તેમની સાથે પ્રેમથી બાંધી રાખનાર એ શક્તિ મુખ્ય છે. સને ૧૯૨૩ના વર્ષમાં મુંબઇ જીવદયા મંડળીના આશરા નીચે મારવાડી વિદ્યાલયનાં મળેલી જાહેર સભામાં તેઓ અચાનક આવી ચડતાં તેમણે તેમની શક્તિનો પરિચય કરાવ્યો ત્યારથીજ મારો તેમની સાથેનો સંબંધ શરૂ થયો. ત્યાર પછી મંડળીના પ્રમુખ શેઠ લલુભાઇ દીપચંદ ઝવેરી જેઓ

જીવદયાની પ્રવૃત્તિના ખરા આગેવાન છે તેમણે કવિ ભોગીલાલની આ ઉત્તમ શક્તિને જીવદયાના પવિત્ર કાર્ય તરફ વાળવા ઈચ્છા બતાવી અને ભાઈ શ્રી ભોગીલાલને તે ઇચ્છા વ્યકત કરતાજ તેમણે વગર સંકોચે જીવદયાનું પ્રચાર કાર્ય કરવા પોતાની માનદસેવા અર્પણ કરી. તેમણે આ પહેલા પણ તેમનું જીવન લોક કલ્યાણ અર્થે ગાળેલું અને દેશસેવા, ખાદીપ્રચાર, દારૂનિષેધ આદિ જાહેર પ્રવૃત્તિમાં તન મન અને ધનથી ખરી સેવા કરી છે. પણ આ પ્રસંગ પછી તેમણે તે બધી પ્રવૃત્તિ છોડીને કેવળ મુંગા પ્રાણીની વકીલાત અર્થે તેમની આ શક્તિનો વ્યય કરવાનું ચાલુ કર્યું અને મંડળ પાસેથી કોઇ જાતનો પગાર લીધા સીવાય ગુજરાત' કાઠિયાવાડ, અને અન્ય સ્થળે સભાઓદ્વારા લોકમત કેળવવાનું કાર્ય ઉપાડી લીધું છે. એ તેમના જીવનના વિશિષ્ઠ કાળની શરૂઆત ગણી શકાય,

ગામડાઓમાં, જંગલોમાં, રાત દિવસ ટાઢ તડકો વરસાદ સહન કરી ઘરબાર છોડી આવી નિસ્વાર્થ સેવા કરવી તે ઉચ્ચ પ્રારબ્ધ વગર બની શકતું નથી. દેખાવ કે આડંમ્બર ખાતર અગર કંઈ સ્વાર્થ ખાતર સેવા કરનારાઓ લાંબો વખત તે કોઈને વળગી ન રહે તેમ અંતકરણ પુર્વ કંઈ પણ ન બને જ્યારે કવિ ભોગીલાલ આજ પાંચ વર્ષ થથા જીવ દયાના કાર્ય માટે અગાધ મહેનત કરે છે તે તેમની ખરી સેવાની ધગસ બતાવે છે, તેમણે મંડળીનું કાર્ય ચાલુ કર્યા પછી માંસાહાર નિષેધ

ધર્મને નામે ચાલતી હિંસા વીગેરે ઘણે સ્થળે બંધ થયા છે અને તે પુન્યના તેઓ ખરા ભાગીદાર છે એવીજ રીતે તેમની પ્રેરણાથી મંડળીને સીધી આર્થિક મદદ પણ તેઓ અપાવી શકયા છે, પરમાત્માએ તેમને આપેલી ખાસશક્તિનો તેઓ આમ પરાર્થે ઉપયોગ કરે તે તેમના જીવનની વિશિષ્ટા છે. ન્યાયની ખાતર મારે કહેવું પડશે કે તેમણે ઉપદેશક તરીકે કાર્ય ચાલુ કર્યાં પછી મંડળીના કાંમમાં ખાસ ચેતન જરૂર આવ્યું છે તેઓ જયાં જયાં ભાષણ આપે છે ત્યા તેમના ભાષણથી લોકો ઘણાજ સંતોષ પામે છે અને તેમની પાછળ ઘેલા બને છે. તેની નીશાની તરીકે તેમને અત્યાર સુધીમાં ૫૦ કરતાં વધારે પ્રમાણ પત્રો અને માનપત્રો તથા સોનાના ચાંદા જાહેર પ્રજા તરફથી મળેલા છે.

અગાઉના સમયમાં આવા શક્તિમાન પુરૂષો તો રાજ્યના રત્નો ગણાતા અને રાજાઓ તેમને વંશપરંપરા જાગીરો આપી સાચવી રાખતા કેમકે તે રાજ્યનું ભૂષણ હતું આજ સમય બદલાયો છે છતાં હજી પણ કદરદાન રાજવીઓ તેમની કદર કરે છે. ધરમ પુરના નામદાર મહારાણા સાહેબે તેમને પોતાના હૃદયમાં સ્થાન આપ્યું છે તેવીજ રીતે સાણંદના નામદાર ઠાકોર સાહેબ પણ તેમને પોતાના જ માને છે તે સંતોષની વાત છે તેઓ લોક સેવા અને પરમાર્થ પાછળ ઘેલા છે તેમને જાતની કે કુટુમ્બની પરવા નથી તેવી સ્થતિમાં આવા કદરદાન રસિક રાજકર્તાનો તેમજ શેઠ લલુભાઇ દીપચંદ ઝવેરી જેવા લાયક શ્રીમંતો તેમને સંભાળે તે ઘટે છે.

મારા તરફ તેમનો પક્ષપાત છે મને તેઓ ભાઇ તરીકે ગણે છે.તે તેમનું ઔદાર્ય છે હું ઉપર જણાવ્યા મૂજબ તેમનામાં રહેલી શકિત તથા તેમની સેવાવૃત્તિથી તેમને માનની દૃષ્ટિથી જોઉં છું સાક્ષરો અને જાહેર પ્રજા પણ તેમને તેવીજ રીતે માનની નજરે જુએ ત્યારે તેમને ન્યાય મળ્યો પણ ગણાય તેમને તે બાબતની પરવા ન હોય પણ પ્રજાએ તેમના આવા રત્નોને જરૂર સાચવવાં જોઇએ કેમકે તેઓ દેશની મગરૂબી છે તેમણે તૈયાર કરેલા આ પુસ્તક જાહેર પ્રજાએ આગળથીજ વધાવી લીધું છે તે ઘણું શોભા ભર્યું છે, તેમના આવા પ્રયાસો અધિક ઉત્તેજન પામે તેવી મારી અંત્તિમ પ્રાર્થના છે.

લી. સદાનો હિતેચ્છુ
જીવદયા મંડળીના આસીસ્ટન સેક્રેટરી,
**જયંતીલાલ એન. માન્કર.**
ના પ્રણામ



## નેકનામદાર ઠાકોરસાહેબશ્રી જયવન્તસિંહજી સાહેબ બહાદુર.

ઠાકોરસાહેબ સ્વસ્થાન સાણંદ અને કોઠ.



એઓ સાહેબ જીવદયાના હીમાયતી અને પરમ શિવભક્ત છે. લેખકના તેઓ ખરા મુરબ્બી છે અને લેખક તેઓશ્રીની કૃપાનો **ભોગી** છે.

# લેખકના બે બોલ

---

પાટણકર કાવ્ય મંજરી હું આપની સેવામાં રજુ કરૂં છું, મને ખાત્રી છે કે આપ તેને યોગ્ય આશ્રય આપશો એ પુસ્તકોમાં મે કાંઇ પાંડિત્ય બતાવવા પ્રયાસો કર્યા નથી કેમકે હુ વાસ્તવિક રીતે કહુ તો અભય માણસ છું મારો સાહિત્યનો ખાસ અભ્યાસ નથી મારી બાલ્યાવસ્થામાં હું બોલી શકતો નહિં એટલે મને વિદ્યાભ્યાસ કરવા તક મળી નથી, સારે નશીબે મારા વડીલોના પુન્યના બળે કોઇ મહાત્માઓએ મને આશીર્વાદ આપ્યો ત્યારથી સોળ વર્ષ પછી હું બોલતાં શીખ્યો અને ત્યારથીજ મારાપર કાવ્ય દેવી પ્રસન્ન થયાં હું ભાંગી તુટી ભાષામાં કાવતાઓ બોલું છું અને કદરદાન પ્રજાને તે પ્રસંદ પડે છે તેમ આટલા અનુભવથી હું જોઇ શકયો છું મને લખીને કવિતા ગોઠવવાનો કદી મ્હાવરો નથી એટલે સારી કવિતાનો સંગ્રહ મારી પાસે નહોતો લોકો મારી પાસે તેની વખતો વખત માગણી કરતા તેથી મારી કોમીક કવિતાઓ તેમજ બીજા વિદ્વાનોના લોકપ્રિય ભજનો સંગ્રેહ કરી આ પુસ્તક હું આપની સેવામાં રજુ કરૂં છું

એવા પુસ્તકો છપાવી બહાર પાડવાની મારી શક્તિ નથી છતાં મારા મિત્રો અને વખાણનારાઓએ મને અગાઉથી જ સહાયતા આપી જેને પરિણામે આ પુસ્તક બહાર પડે છે એટલે તેઓનો જેમ હું આભારી છું તેમ

વાંચકો પણ આભારી રહેશે મારા એ આશ્રય દાતાઓએ મને આપેલા ઉત્તેજન માટે હું તેમનો અંતકરણ પૂર્વક આભાર માનું છું.

મેં મારૂં જીવન બની શકે ત્યાં સુધી જન સેવા માટે જ અર્પણ કરેલું છે, જીવદયાના કાર્ય માટે હું મારી બધી શક્તિનો વ્યય કરવાંને તૈયાર છું મને પરમાત્માએ જે કાવ્ય શક્તિ આપી છે તે એવા ભલાકાર્ય માટે વપરાય તે મારૂં મોટું ભાગ્ય છે તેવા કાર્યમાં જોડનાર અને મને હમેશાં સંભાળનાર મારા વડીલ શ્રીયુત શેઠ લલુભાઈ દીપચંદ ઝવેરીનો હું ઋણી છું.

મારા મિત્ર રા, જયન્તીલાલ નારદલાલ માનકર જેઓ મારા ખરા સલાહકાર અને પરમ હિતેચ્છુ છે તેમણે આ પુસ્તક માટે જે પરિશ્રમ ઉઠાવ્યો છે તે માટે તેમનો પણ હું આભારી છું.

છેવટે પુસ્તકમાં કોઇ ન્યુનતાઈ જણાય તો દરગુજર કરી સારૂં હોય તો ગ્રહણ કરવા વાંચક વર્ગને હું વિનંતી કરૂ છું.

લી. સેવક,

**કવિ ભોગીલાલ.**



# કવિ ભોગીલાલ રતનચંદ વોરા.

પાટણ નિવાસી. જન્મ સંવત ૧૯૪૮



ANAND SAGAR PRESS, BOMBAY 2.

સંગીત સાથે વ્યાખ્યાન કરનાર.

મુંબઈ જીવદયા મંડળીના માનદ્ ઉપદેશક.

જેમની સેવાના બદલામાં જુદે જુદે સ્થળેથી તેમને ઘણા ચાંદ મળ્યા છે

# અનુક્રમણિકા


| નંબર | વિષય | પૃષ્ટ. |
|---|---|---|
| ૧ | સ્તુતી | ૫ |
| ૨ | સાલ મુબારક | ૬ |
| ૩ | તે ગાયનમ ગાવું શું. | ૬ |
| ૪ | તે મને માયા લગાડી | ૭ |
| ૫ | ચાલુ કરો સૌ રેંટીયો | ૮ |
| ૬ | સૌ બોલો વંદેમાતૃમ | ૯ |
| ૭ | બોલો ગૌમાતાકી જય | ૧૦ |
| ૮ | શાને કરો અભિમાન | ૧૧ |
| ૯ | દામની છે દુનીયા | ૧૨ |
| ૧૦ | ભલે બહુ ભાવથી શીખ્યા | ૧૨ |
| ૧૧ | નજુંમી કોણ એવો છે | ૧૩ |
| ૧૨ | વિચીત્ર ગતીઆ વિશ્વતણી | ૧૩ |
| ૧૩ | ગરજ એવી છે | ૧૪ |
| ૧૪ | જગતને શુખ દેનારી | ૧૫ |
| ૧૫ | સૌ બહેનોરે પ્રીત | ૧૬ |
| ૧૬ | શયતાન સટ્ટો છે | ૧૮ |
| ૧૭ | સુણ દરજીડા | ૨૦ |
| ૧૮ | સુધરેલ સુંદરીઓ | ૨૧ |
| ૧૯ | દીકરાની વાખ્યા | ૨૨ |
| ૨૦ | લગ્ન વખતે અપાતી શમસ્યા | ૨૩ |
| ૨૧ | મેઘરાજને અરજ | ૨૬ |
| ૨૨ | પોતાનણુ પોતે હણે | ૨૮ |
| ૨૩ | ધનવીણ નિજબન્ધુ | ૨૮ |
| ૨૪ | આનંદ જીવના લ્હાણ | ૨૯ |
| ૨૫ | જગત બે દીનનું મહેમાન | ૩૧ |
| ૩૬ | એ પુરી પંચાત | ૩૩ |
| ૨૭ | જગતમાં એક દારૂ છે | ૩૪ |
| ૨૮ | તજને તું તોફાન | ૩૬ |
| ૨૯ | નિતિ ઉપર | ૩૭ |
| ૩૦ | શુભ ભાવના ભાવો | ૩૮ |
| ૩૧ | સમયને માન આપોને | ૨૯ |
| ૩૨ | ખરી દોસ્તીને | ૪૦ |
| ૩૩ | દુનીયા તણા | ૪૨ |
| ૩૪ | ખુશાલી લગ્નની આજે | ૪૨ |
| ૩૫ | આ કોણે બનાવ્યો ચરખો | ૪૩ |
| ૩૬ | શાશનના શણગાર | ૪૪ |
| ૩૭ | સૂરીશ્વર ધર્મ તણા | |
| ૩૮ | આર્યધર્મને ઉત્તમ કુળ | ૪૬ |
| ૩૯ | જરી કંઇ દાન દેતો જા | ૪૮ |
| ૪૦ | કર્મ કરે તે કોઇ નવ કરશે | ૪૯ |
| ૪૧ | પ્રભુ તે તમોને નથી પુછવાનો | ૫૦ |
| ૪૨ | જગતમાં શું ચડવું સરકાર | ૫૨ |
| ૪૩ | પ્રેમ વ્યાખ્યા | ૫૪ |

૪૪ નિતિને ન્યાયથી ચાલુ! ૫૫
૪૫ બાવન પ્રભુની બાજી ૫૬
૪૬ આજકાલ રાજમાંહી ૭૮
૪૭ સમજી લે શાણા ૫૯
૪૮ સંપ કહો સુખકાર ૬૦
૪૯ ગુજરાત અમારી ભૂમિ ૬૧
૫૦ આર્થીક સ્થીતી ૬૨
૫૧ શીખામણના દોહરા ૬૩
૫૨ દુનીયા રચી છે ૬૪
૫૩ હવે તો વિર પ્રભુના બાળ ૬૫
૫૪ વિચિત્ર જમાનો ૬૬
૫૫ દીનોનું શું ભલું કીધું ૬૭
૫૬ અજબ નવાઇ ૬૮
૫૬ સોબત પછી શા કામની ૬૯
૫૮ પતિવ્રતા જેણે નારી ૭૦
૫૯ વચન જે બોલેલું બોળે ૮૧
૬૦ ખરે ભવજળ તરવા દે ૭૨
૬૧ હળા હળ કળજૂગ આવ્યો ૭૨
૬૨ ભકિત વશ ભગવાન ૭૪
૬૩ માટીનુ પરી વર્તન ૭૫
૬૪ કાષ્ટના ગુણ ૭૯
૬૫ નાવ્યું પાનનું બીડું ૮૨
૬૬ કસ્તુરી છે રંગમાં કાળી ૮૩
૬૭ પીપળાના પાન ૫૩ ૮૪
૬૮ સામુદ્રીક દોહરા ૮૫
૬૯ સામુદ્રીક દોહરા ૮૬
૭૦ પુરૂ સુખ કયાં છે ૮૮
૭૧ દગો ૮૯
૭૨ સહન કરતા શીખો ૯૦
૭૩ ભોળા ભુંગને ૯૧
૭૪ ભંગને સદ્બોધ ૯૨
૭૫ નીભાવી લેવું ૯૨
૭૬ પસ્તાવો ૯૩
૭૭ તમન્ના એ રહી છેલી ૯૪
૭૮ દોસ્ત કે દુશ્મન ૯૫
૭૯ મિત્ર જેવા દેખીતા વિષે ૯૬
૮૦ ખુદાઇનો રાહ ૯૭
૮૧ ઇતના કરો તુમ સ્વામી ૯૭
૮૨ કવિ હીરો કાવ્ય છે ૯૮
૮૩ હીત શીક્ષા ૯૯
૮૪ નારી છે રત્નની ખાણ ૧૦૧
૮૫ ધાર્યું ધણીનું થાય છે ૧૦૨
૮૬ શીખામણના દોહરા ૧૦૩
૮૭ શીખામણના કાવ્યો ૧૦૫
૮૮ જીને આપકો જોયા નહી. ૧૦૭
૮૯ કહો દુઃખ કાપશો કયારે ૧૦૮
૯૦ કદી ભૂલાના ન ચહીએ ૧૦૯
૯૧ પતિ પન્તી ૧૧૦
૯૨ ગરીબાઇનો સંસાર ૧૨૩

| | | | |
|---|---|---|---|
| ભાસ્કર વસંત | ૧૫૧ | કેશીની સ્થીતી | ૧૭૧ |
| શ્રીયુત પાદરકર | ૧૫૭ | સાયબાને શીખ | ૧૭૩ |
| તુ તને પીછાન | ૧૫૭ | આપ ઘેલો કંથ | ૧૭૪ |
| ભજન | ૧૫૮ | ગ્રહસ્થાશ્રમનો સહચારનો આદર્શ | ૧૭૫ |
| સ્વાનુભવનો બહાર | ૧૫૯ | કયાં રમી આવ્યા | ૧૭૬ |
| ગુરુ નામકી ગોળી | ૧૬૧ | પરદેશમેં | ૧૭૭ |
| જીવતા મરો | ૧૬૧ | કેર કાંટો વાગ્યો | ૧૭૮ |
| અલખ ધૂન | ૧૬૨ | ગામડાનુ સ્વાગત | ૧૮૦ |
| શું કરવું | ૧૬૨ | સાક્ષર ડાહયાભાઇ ઘોળસાજી કૃત્ય | ૧૮૧ |
| દર્દના સત્કાર | ૧૬૩ | પીડેછે પ્રાણુ લોકોનો. | ૧૮૧ |
| દુનીયાના ઉધા ચશ્માં | ૧૬૪ | નએ નુકતે નજરઆતેં | ૧૮૩ |
| પરચુરણુ દોહરા | ૧૬૪ | એવો વીહલકોઈ | ૧૮૪ |
| પુનમચંદ કરમચંદ કોટાવાળા : | ૧૬૭ | ચોવીશ તીર્થંકરનો વિસ્તાર | ૧૮૫ |
| નીશાની નાગાઇ | ૧૬૯ | તીર્થંકરોનું બળ, | ૧૮૭ |
| નીશાની નાગાઇ | ૧૭૦ | | |




# શુદ્ધિપત્રિકા.

| પૃષ્ઠ | પંકિત | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૭ | સખી | રાખી |
| ૭ | ૨ | ત | તેં |
| ૮ | ૧૩ | ભણાવ્યા | ભણાવ્યો |
| ૮ | ૧ | સા | સૌ |
| ૯ | ૧૦ | સ | સા |
| ૧૦ | ૧૨ | જૈના | જૈનો |
| ૧૧ | ૭ | ઝપાટા | ઝપાટો |
| ૧૮ | ૧ | ટ્ટા | ટ્ટો |
| ૧૮ | ૧૧ | નાથ | નાથે |
| ૨૦ | ૧૦ | પાડનારી | કરનારી |
| ૨૦ | ૧૬ | લચરી | લાચારી |
| ૨૩ | ૧ | શ્રા | શ્રો |
| ૨૩ | ૪ | શ્રા | શ્રો |
| ૨૪ | ૧ | પુરા | પુરી |
| ૨૪ | ૩ | સામો | સાચો |
| ૩૬ | ૧૩ | જ | જં |
| ૩૮ | ૧ | સ | સૌ |
| ૪૦ | ૨ | ખરા | ખરી |
| ૪૩ | ૧૧ | ઇએ | ૬ |
| ૪૩ | ૧૦ | સા | સૌ |
| ૫૩ | ૧૦ | સચી | સાચી |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૫ | ૯ | પ | પ્રે |
| ૫૮ | ૭ | ર | સઈ |
| ૬૨ | ૧૪ | ગુજરાર | ગુજરાત |
| ૬૫ | ૨૨ | બઠઃ | બડી |
| ૬૬ | ૧ | જાણે તો | જાણુ તા |
| ૬૬ | ૧૧ | ક્ષેવા | સેવા |
| ૬૮ | ૧૨ | ક્રર્મ | કર્મ |
| ૭૧ | ૧૨ | શામળશા | સગાળશા |
| ૭૧ | ૧૩ | થાતા | થાતી |
| ૭૨ | ૨ | ખોટા | ખેટી. |
| ૫૩ | ૨૨ | પ્રમ | પ્રેમ |
| ૭૪ | ૬ | એના | એનો |
| ૭૪ | ૬ | દેતો | દેતા |
| ૭૭ | ૫૨ | મારી | માટી |
| ૭૯ | ૧ | સા | સૌ |
| ૮૦ | ૨ | બળ | જળ |
| ૮૦ | ૯ | આરે | આવે |
| ૮૧ | ૮ | ડાલીયા | ઢાલીયા |
| ૮૧ | ૧૫ | ચુણો | સુણો |
| ૮૨ | ૭ | ગારા | ગોરી |
| ૮૪ | ૩ | સ. | સહુ |
| ૮૪ | ૭ | દેનારા | દેનારી |
| ૯૮ | ૨ | ટદી | કદી |

| પૃષ્ટ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮૯ | ૧૩ | તવુ | તેવું |
| ૯૨ | ૭ | સા | રા |
| ૯૮ | ૩ | | ઈ |
| ૯૮ | ૮ | સગર | સા |
| ૧૧૩ | ૧૯ | પાર | જ્યાર |
| ૧૧૪ | ૧ | મદ્દા | મર્દો |
| ૧૧૪ | ૩ | ધાયુ | ધાર્યું |
| ૧૨૦ | ૧૩ | જય | જ્યાં |
| ૧૨૧ | ૨૨ | મારૂ | માફ |
| ૧૨૨ | ૧ | ગયાં | જરી |
| ૧૨૨ | ૪ | કડી | કહી |
| ૧૨૨ | ૭ | વહી | વરઃ |
| ૧૨૨ | ૭ | કોશ | નક્કી |
| ૧૨૨ | ૧૫ | ભામિતી | ભામિની |
| ૧૨૩ | ૪ | શણુધાર | શણુગાર |
| ૧૨૩ | | વિધવા વિધવા. | |
| ૧૨૪ | ૧૩ | પ્રાલબ્ધ | પ્રારબ્ધ |
| ૧૨૪ | ૧૫ | સંઘ | સંગ |
| ૧૨૪ | ૧૬ | પાશ | પાસ |
| ૧૨૫ | ૧૬ | કરતા | કરતી |
| ૧૨૫ | ૧૭ | શતી | સતી |
| ૧૨૭ | ૧૦ | સાથસાં | સાથમાં |
| ૧૨૯ | ૧ | પ્યાર | પ્યારા |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨૯ | નામ, | પ્રીયકાંત્તા, | પ્રીયકાંન્ત |
| ૧૩૦ | ૧૨ | પીશુ | પીયુ |
| ૧૩૧ | ૧૩ | ત્યગી | ત્યાગી |
| ૧૩૪ | ગજલ)–૨ | ગમીયે | ગમીયો |
| ૧૩૫ | ૧૬ | ઝપાડે | ઝપાટે |
| ૧૩૫ | ૨૦ | હીમત | હીંમત |
| ૧૪૯ | ૯ | સતીઓએ | સતીઓને |
| ૧૫૫ | ૨–૩ | ગાજછી | ગા ત્તી |
| ૧૫૫ | ૨–૭ | નછી. | નથી |
| ૩૨. | નંબર ૮૩ | | નંબર. ૮૩–૮૪ |
| ૩૨ | નંબર ૮૫ | ધાર્યું ધણીનું થાય છે. | નારી છે રત્નની ખાણ. |
| ૩૨ | નંબર ૮૬ | શીખામણના દોહરા ત્યાં | ધાર્યું ધણીનું થાય છે. |
| | નંબર ૮૭ | શીખામણના દોહરા ત્યાં | નંબર ૮૭–૮૮–૮૯–૯૦ |
| | નંબર ૮૮ | જીને નહીં આપકો જોયા. | નંબર ૯૧ |
| | નંબર ૮૯ | કહો દુખ કાપશો કયારે | નંબર ૯૨ |
| | નંબર ૯૦ | કભી ભુલાના ચાહીયે | નંબર ૯૩ |
| | નંબર ૯૧ | પતિ પત્ની | નંબર ૯૪ |
| | નંબર ૯૨ | ગરીબાઈનો સંસાર | નંબર ૯૫ |

—૦—

## હૃદય પ્રેમી પુષ્પ

### પરમ પુજય તીર્થ રૂપ,

### પીતાશ્રી.

# રતનચંદ લલ્લુભાઇ.

સીખરણી છંદ.

લઘુંતાની વેળા અલ્પ સમજ બુદ્ધી મમ તણી
વિસારી મોભાને, અન હદ સુઘુંશા કરિ ઘણી
મને દુઃખી દેખી, કમળ મુખ ચીંતા મય થતું
નથી એ હું ભુલ્યો, સ્મરણુ ઉરમાંથી નથિ જતું
શિશુંતા તારૂણ્યે, મમ ઉપર ભાવો ધરિ તમે
ઘડી વીસાર્યોના, મહદ ઉપકારો ઉર દમે
વ્યવહારી બુદ્ધીના અમુલ ઉપદેશો રૂચવતા
અહા જ્ઞાની વાકયો, સરળ સદ બોધે સુચવતા
ચ્રહી ઉંચી નીતી ઉર સદન સ્થાઇ કુલિનતા
અમીની દ્રષ્ટીએ, સમય સુચનામાં કુશળતા

લી. આપનો આભારી પુત્ર.

ભોગીલાલ,

## શ્રીમાન્ મુરબ્બી, રતનચંદ લલ્લુભાઈ વોરા

(વોરાજીવાળા) વતન પાટણ.



—લેખકના પૂજ્ય પિતાશ્રી—

જેમનું વાત્સલ્ય અને પિતૃપ્રેમ આદર્શ છે. તેમની કવિત્વ શક્તિ પણ નૈસર્ગિક છે. લેખકના જીવનની જો કંઈ વિશિષ્ટતા હોય તો તે પૂજ્ય મુરબ્બીના અનેક ઉમદા ગુણો અને શક્તિની પ્રસાદી છે અને તે માન તેઓશ્રી ને ચરણે ધરતાં લેખક કૃતકૃત્ય થાય છે.

ANAND SAGAR PRESS, BOMBAY 2

# જ્ઞાન સાથે ગમતની નવી ગોઠવણ.

૬ દરેક ધર્મોના ઉપર સંગીતમાં આખ્યાનો તથા તાત્કાલીક કવિતા બનાવી શ્રોતાઓનું મનરંજન કરવામાં લગભગ રાત્રી જગજાહેર ભાષણો તથા ખાનગી જલસાઓમાં તથા રાજા મહારાજાઓના જલસાએ વિગેરેમાં સંગીત સાથે પ્રવચન કરી લગભગ અઠાવિસ સોનાના ( મેડલો ) મેળવ્યા છે. તથા ઘણા પ્રમાણ પત્રો મળ્યા છે ધાર્મિક પ્રસંગોગાં ફક્ત ગાડી ભાડા શીવાય કોઇ પણ જાતની ફી લેવામાં આવતી નથી આવી ગમતનો લાભ લેવા સરવે જૈન ભાઇઓ તથા જૈનેત્તરને ખાસ ભલામણ કરવામાં આવે છે. વધુ ખુલાસાથે રૂબરૂ અગર પત્ર વહેવાર કરવા ભલામણ કરવામાં આવે છે.

આ શીવાય દરેક રોગોની ચીકીત્સા જોઇ સલાહ આપવામા આવે છે તથા વહેમી કારણોથી પીડતા બ્હેન ભાઇઓને ખાસ અમારી સલાહ લેવા તથા રૂબરૂ બોલાવવા ભલામણ કરવામાં આવે છે.

કવિ મોગીલાલ રતનચંદ વોરા

પાટણવાળા.

ઠે. ઝવેરીવાડો સંભવનાથની ખડકી–અમદાવાદ.

## ચોપડીઓ મળવાનું ઠેકાણું

# કવિ. ભોગીલાલ રતનચંદ વોરા.

## પાટણવાલા.

ઠે. ઝવેરીવાડો સંભવનાથની ખડકી

**અમદાવાદ.**

આ પુસ્તકના ઉપરના શીરનામે રોકડી કીંમતે અગર ટપાલ મારફતે વી-પી થી. મળશે. ટપાલ ખરચ જે થશે તે વિશેષ લેવામાં આવશે પુસ્તક મંગાવનારે પોતાનું શીરનામું ચોક્કસ અને સ્વચ્છ અક્ષરે લખવા કૃપા કરવી.

બીજું શીરનામું.

**શ્રી મુંબાઈ જીવદયા મંડળી.**

ઠે. સરાફબજાર—નંબર ૧૪૯. મુંબાઈ.

**રા, રા. જયંતીલાલ એન્ડ માન્કર, પાસેથી મળશે.**





ધી આનંદ પ્રીન્ટીંગ પ્રેસમાં માલીક ચમનલાલ જીવરામે છાપી
ઠે. ઘીકાંટારોડ સીવીલહૉસ્પીતાલ પાસે,
અમદાવાદ.



॥ ॐ ॥

શ્રી.

# પાટણકર કાવ્ય મંજરી

## ભાગ ૧ લો.



આવૃત્તિ બીજી


લેખક અને પ્રકાશક

**વોરા ભોગીલાલ રતનચંદ પાટણવાળા.**

હાલ—**અમદાવાદ.**





આવૃતી ૭. પ્રત ૨૫૦૦.

સંવત ૧૯૮૪. સને ૧૯૨૭.





કીંમત રૂ. ૧-૪-૦

# અંતર ભાવના.

રાગ. બનજારા લાવણી.

કહું **વાત સજજન** સુખકારી, નથી **કવિ વિદ્વાન** લગારી
**નીજ** અંતર **ભાવના** ભાવું, સદા સ્નેહ સરીતા વસાવું.
જ્ઞાન તણું સીંચું **વારી**, નથી કવિ વિદ્વાન લગારી.
મુજ **દોશ** દીલ **ન** ધરશો કાવ્ય વાંચી **હાસ્ય** ન કરશો
લેજો વિનંતિ મુજ સ્વીકારી, નથી કવિ વિદ્વાન લગારી.
જુજ બુદ્ધિથી પુસ્તક લખીયું આપ શ્રોતા ચરણમાં ધરીશું
લેજો ભૂલ ચૂક સુધારી, નથી કવિ વિદ્વાન લગારી.
ઘણા દિવસોથી વિચાર કરતો, જ્ઞાન વગર દીલ અચકાતો
પણ **ખેડયુ સાહસ** વિચારી, નથી કવિ વિદ્વાન લગારી.
દેવી શારદા ને સંભારી, કરી લખવા તણી તૈયારી
સહાય દેજો માજી મારી, નથી કવિ વિદ્વાન લગારી.
**કુળદેવીની** અનુ કંપાથી, રદય સ્મરણુ દીલથી સાધી
કરૂં **વંદન** વારં વારી નથી કવિ વિદ્વાન લગારી.
કવિતા કોઇક નવી ભણીયો કુદરતી યોગજ મળીયો
વહુ વાત સાચી દીલ ધારી, નથી કવિ વિદ્વાન લગારી.
ઘણા ઘણા વિચારો સ્ફુર્યા નીજ બુદ્ધિથી પૂરા કર્યા
માટે કરૂ ન બહુ વિસ્તારી, નથી કવિ વિદ્વાન લગારી.
અંતર પટના શબ્દો ઉચ્ચાર્યા મુજ દીલથી ઘણા વિચાર્યા
કહે **ભોગી** બનો સુખી સૌ નરનારી, નથી કવિ વિદ્વાન લગારી.

લી. નમ્રસેવક,

**ભોગીલાલ રતનચંદ.**

# કવિના ઉદ્ગારો.

રાગ. આશાગોડી.

આપોને બુદ્ધિ સારી, સરસ્વતી આપોને બુદ્ધિ સારી.

દુખદારીદ્ર દૂર નીવારો કાપો કુબુદ્ધિ મ્હારી: સર૦ ૧

પ્રેમ ધરી માતા તુને વંદું આશાપૂરી કરો મ્હારી. સર૦ ૨

ભુલચુક માતા મારી સુધારો કવિતા કરૂ વિસ્તારી. સર૦ ૩

સેવક તુજ ચરણે રહીને માગે સદ્ગુણ સુવિચારી. સર૦ ૪

તાલમાત્રા પીંગલ નહીં ભણીયો ભૂલચૂક દેશો વિસારી. સર૦ ૫

તુજ વાણીનું વરદાન માગું વરસાવો અમૃત ધારી. સર૦ ૬

સેવક ભોગીની વિનંતી ધરીને મુજ અવગુણ સુધારો મા મારી.

સરસ્વતી. ૭

લી. નમ્રસેવક,

ભોગીલાલ રતનચંદ વોરા.





॥ श्री वीतराग नमः ॥

# શ્રી. પાટણકર કાવ્ય મંજરી.

## ભાગ ૧ લો.

### ૧

### ( સ્તુતી )

નમો નમોઃ મંગળ મય મહાવીર. (૨)
શાસન નાયક ધીરઃ નમો નમો.
ગૌતમ ગણધર સ્થુલી ભદ્રાદી.
મુની મંડળ મહા ગંભીર. નમો નમો. ૧

ચંડ કોષી જ્યારે ચરણે ડસીયો.
તોએ ક્રોધ અંતર નવ વસીયો.
રાખી કેવી પ્રભુએ ધીર. નમો નમો. ૨

અંગુઠે અમૃત લબ્ધી બીરાજે
ત્રણ ભૂવનમાં જેની નામના ગાજે
વાણી મીઠી દુધ ખીર. નમો નમો. ૩

શારદા દેવી સહાય કરજો.
રંક સેવક ના કષ્ટ હરજો.
ટાળો અમારા તીમીરઃ નમો નમો. ૪

મસ્તકે મૂગટ કાનમાં કુંડળ.
આણ વર્તે જેની સમગ્ર ભૂ, મંડળ.
( ભોગી ) નમાવત શીર. નમો નમો. ૫

૨

# સાલ મુબારક

### ગજલ.

નવીન આ વર્ષમાં ઇચ્છું સદા હો સાલ મુબારક
વધો વીદ્યા અને લક્ષ્મી સદા હો સાલ મુબારક ૧
ટળો સૌ દીલની વ્યાધી વળી શાન્તિ વસોદીલે
રેલંછેલ પ્રેમની કરજો સદા હો સાલ મુબારક ૨
કુસંપાદી રીપુ હણજો સદા સંપી સહુ રહેજો
દીનોની સેવા પ્રીતે કરજો સદા હો સાલ મુબારક ૩
કુટુંબીનું ભલું ઇચ્છી સેવક સદા દેશના બનજો
કહે લોગી બનો ( નીડર ) સદા હો સાલ મુબારક ૪

૩

# તે, ગાયનમાં ગાવું શું.

( ચાલુ રાગ. )

જે ગાયનમાં પ્રભુ ભજન નહી તે ગાયનમાં ગાવું શું
જેના મુખમાં રામ રટણ નહી તેની સંગે જાવું શું ૧
જે મારગમાં બાવળ કાંટા તેહ મારગમાં ચાલવું શું
વિષયી ગુરૂ લંપટ ચેલા તેવા ગુરૂને નમવું શું ૨

જે સ્ત્રીમાં શુદ્ધ પ્રેમ મળે નહી રૂપ ઉપર તો મોહવું શું
પેટ ભરીને અનાજ મળ્યા પછી હરામ ખાનુ ખાવું શું ૩
ખુશામત કરી પેટ ભરીને આ જગતમાં જીવવું શું
નામર્દાની સોબતમાં રહી અક્કડ થઇને ફરવું શું ૪
સેવા કરતા જેલ મળે તો જંજીરોથી ડરવું શું
જે મોતીમાં પાણી મળે નહી તે મોતીની કીંમત શું ૫
જેના જીવનમાં દયા મળે નહી તેવા જીવનમાં જીવવું શું
કહે ભોગીલાલ પ્રેમે સમજો પથ્થર બાંધી તરવું શું ૬

---

૪

# તેં મને માયા લગાડી.



તેં મને માયા લગાડી આશ્રમના યોગી.
તેં મને માયા લગાડી. એ ટેક.
સાબ્રમતીને તીરે આશ્રમ બાંધ્યો તેં બાવા.
ખાદી સર્વે ને પહેરાવી આશ્રમના યોગી. ૧
દેશની ખાતર તેં તો લંગોટી પહેરી બાવા.
માયા મોહ ને દીધા ત્યાગી આશ્રમના યોગી. ૨
સુખ સાહ્યબીની પરવા ન કીધી બાવા.
દીધા હોદ્દા સૌ ઉલાળી આશ્રમના યોગી. ૩
દાસ અને નહેરૂ મહમદ સોકત, જેવાઓની બાવા.
દીધી સાહ્યબી તજાવી, આશ્રમના યોગી. ૪

જેલને મહેલ તો કરી તેં બતાવ્યા બાવા.
દીધી મોતની બીકને ભગાડી આશ્રમના યોગી. ૫
મોહન તારી મોરલીનો અજબ સૂર બાવા.
મોરલી અસહકારની વગાડી આશ્રમના યોગી. ૬
દેશ આખાને શાન્તિનો પાઠ ભણાવ્યો બાવા.
સૌ સુખને દીધા વીસરાવી આશ્રમના યોગી. ૭
આત્મ બળની તેં તાકાત બતાવી બાવા.
જનેતાની કુખ ને દીપાવી આશ્રમના યોગી. ૮
દેશ આખાને પ્રેમથી તેં જીત્યો બાવા.
ભાવના સ્વરાજ્યની જગાડી આશ્રમના યોગી. ૯
દેશ ઝંખે ઘણુ જીવો ગાંધી બાવા.
(ભોગી) એ રદય ભાવના ભાવી આશ્રમના યોગી. ૧૦



૫

# ચાલુ કરો સૌ રેંટીયો.



## દુહા.

દેશના ઉદ્ધાર સારૂ ચાલુ કરો સૌ રેંટીયો ૧
દુખી જનોને પોષવા ચાલુ કરો સૌ રેંટીયો
વિધવા તણો આશીર્વાદ છે લેનારો રેંટીયો
બ્હેનોનું શીયળ સાચવે એવો છે સાધુ રેંટીયો ૨
દારીદ્ર હરે દેશનું એવો છે દાતાર રેંટીયો
પૈસા બચાવે દેશના છે કામધેનુ એ રેંટીયો ૩

વણુકર અને પીંજારાનો આધાર સાચો રેંટીયો
ઢાકા તણી મલમલ બનાવનાર છે જગમાં રેંટીયો ૪

ગુલામી જીવન ટાળનાર ઉપાય સાચો રેંટીયો
અહીંસા તણું સાચુ સાધન એક ફક્ત રેંટીયો ૫

હીંન્દુ અને બંન્ધુ મુસલમાન ચાલુ કરો સૌ રેંટીયો
સાદાઈ તણો છે મંત્ર સાચો જો કેળવો સૌ રેંટીયો ૬

મંદીર અને મસજીદમાં સૌ ફેરવોને રેંટીયો
સ્વરાજ્યની સાચીજ કુંચી યકીન રાખે રેંટીયો ૭

**ભોગીલાલ.**

---

૬

# સા બોલો વંદેમાતરમ.

---

શુદ્ધ ખાદી પહેરીને સૌ બોલો વંદેમાતરમ
દેશની સેવા કરી સૌ બોલો વંદેમાતર ૧

જેલની જંજીર પડે ઝણકાર વંદેમાતરમ
પૂરે અંધારી કોટડી તો જાપ વંદેમાતર ૨

ખાતાં પીતાં સુતાં સમે સૌ બોલો વંદેમાતર
દેશનું ગૌરવ ધરાવનાર મંત્ર વંદેમાતર ૩

---

૭

# બોલો ગૌ માતાકી જે

ગઝલ:

દેશના બીરાદરો સૌ બોલો ગૌમાતાની જે
હીન્દના સંતાનો પ્યારા બોલો ગૌમાતાની જે ૧
દુધ દહીં ઘૃત નીત્ય દેનારી, બોલો ગૌ માતાની જે
પ્રજા બને બળવાન ભારી બોલો ગૌ માતાની જે ૨
દેશના વીરા બચાવો પ્યારી ગૌ માતાને તો
તન મન ધન સર્વે અર્પી બોલો ગૌ માતાની જે ૩
બેલ આપે ખેતી પાકે દેશનું રક્ષણ કરે
તૃણ ગાસ ખાઇ આશીશ દેતી બોલો ગૌ માતાની જે ૪
શ્રી કૃષ્ણની માનીતી સાચ્ચી, જેણે રક્ષા બહુ કરી
શ્રી કૃષ્ણના ઉપાસકો સૌ બોલો ગૌ માતાની જે ૫
જૈન આનંદ શ્રાવકે હજારો ગોકુળ રાખીયા
એ વંશના જૈનો તમે સૌ બોલો ગૌ માતાની જે ૬
પય દેતી તમારા બાળને તાકાત સુંદર આપતી
તે ગુણ ને સંભારી સૌ બોલો ગૌ માતાકી જે ૭
સાચો કરાર દીલમાં દયા રાખી કરો દીલ પ્રેમથી
ભોગીલાલ વદતો સાચુંજ બોલો ગૌમાતાની છે ૮

૮

# શાને કરો અભીમાન.

શાને કરો અભીમાન જગતમાં શાને કરો અભીમાન, એ ટેક.
નીતી વાક્ય અનુસરીને જ્ઞાન અમારસ પીયો ભરીને
કરો જગત કલ્યાણ જગતમાં શાને કરો અભીમાન ૧

લાખ કમાયા ક્રોડ કમાયા લીધાં અબ્જોના લ્હાણ
જ્ઞાની પુછે છે તુને જગતમાં શા દીધાં દીન ને દાન
જગતમાં. ૨

લક્ષ્મી પાછળ ગાંડો ફરીને ભુલ્યો ભવિષ્યનું ભાન
આખર કાળ ઝપાટા આવે મૂકી જશો તમામ જગતમાં ૩

પરભવ પુન્નાઈથી કંઇ પામ્યો મનુષ્ય ભવનુ લ્હાણ
કહે ભોગી ચતુર નર કંઇ આ ભવ કરો કલ્યાણ જગતમાં ૪

૯

# દામની છે દુનાયા.

દામની છે દુનીયા તમામ આ
મુરખ મનવા દામને સંભાળ.

દામ વીનાના નરતે ખરને સમાન મુરખ મનવા
દામને સંભાળ. ૧

દામ મળે મા બાપ કહે કરણી કુળદીપક મહારા
નહી તો કહેશે કયાંથી પાકયો કુળમાં તું અંગારા,
મુરખ મનવા. ૨

ગરથ હોય જો ગાંઠે નારી રહે પતીવ્રત ધારી.
નહી તો સુતો મુકી શરકશે રમશે જાલીમ જારી.
મુરખ મનવા. ૩

હશે પાસ પૈસો જો તો પૂત્રો પણ સેવા કરશે
નહી તો કહેશે ખાતો મફતનો કયારે બુઢ્ઢો મરશે
મુરખ મનવા ૪

કોણ માતને કોણ તાત વળી કોણ પુત્ર કોણ પ્યારી.
સ્નેહ અને સગપણમાં સમજો દામ તણી સહુ યારી.
મુરખ મનવા. ૫

ધનવાન તણી છે કીમત જગમાં સમજો દીલ વીચારી
ભોગીલાલ પ્રેમે સમજો દામ તણી બલીહારી
મુરખ મનવા. ૬

---

૧૦

## ભલે બહુ ભાવથી શીખ્યા.

ભલે બહુ ભાવથી શીખે શીખેલું વ્યર્થ તો જાએ
કરી મહેનત છતાં સોનું ધમ્યું તે ધૂળ થઇ જાએ.
ભણ્યા ગણ્યા બહુ ભૂંગળો વાંચ્યા. વળી ઈતીહાસ અવલોકયા
હીસાબોની ત્રીરાશીમાં દીવસના દીવસો રોકયા ભલે.
સરળ લે જાણવું અંતર બધું છે ધુળ પર લીંપણ
નથી સદગુણનું શીક્ષણ નકામું સઇ કહેવાએ ભલે.

૧૧

# નજુમી કોણુ એવો છે

ગઝલ

થ થવાનું કહે નજુમી કોણુ એવો છે
ન જાણ્યું જાનકી નાથે સવારે શું થવાનું છે ૧
હતી શલ્યા રૂપે અહલ્યા જગતમાં વાત જાહેર છે
ન જાણ્યું જ્ઞાની ગૌતમે સવારે શું થવાનું ૨
હતા પાંડવ અને કૌરવ જગતમાં મહા બળી યોદ્ધા.
ન જાણ્યું ભીષ્મ પીતાએ સવારે શું થવાનું છે. ૩
રમ્યા જુગટું સો સાથે વિભૂતિ સો ગયા હારી.
ન જાણ્યું ધર્મ રાજાએ સવારે શું થવાનુ છે ૪

૧૨

# વિચિત્ર ગતી આ વિશ્વ તણી.

લાવણી

વિચીત્ર રીત આ વીશ્વતણી નહી પરખી કે પરખાય ખરે
સતીને મળે દુષ્ટ પતિ અરેરે શુદ્ધ પતીનો સાથ
કુ નાર કરે

ગુલાબને કંટક આવ્યા હરી વળી કસ્તુરીને કાળીજ કરી
અમૃતમય આમ્ર જતાં કરમાયને અમર થોર કર્યો જ ખરે
શું રીત વિચીત્ર શું મીત્ર અરે હરીકેમ વિશ્વમાં આમ કરે
શશીને રદય શીદ દાઘ કર્યો નીર સમુદ્રનું ખારૂંજ કર્યું
શુશોભીત હંસ વેરાન ફરે વસ્તીમાં શ્વાન કઠોર ફરે શ્રી.

---

૧૩

# ગરજ એવી છે.

---

ગરજ એવી છે જગમાં યારો ગરજે ગોદ્યા ખાએરે.
અક્કલનો જો હોય ગધેડો, તો ગરજે ડાહ્યો કહીએરે
ગરજ પડે તો ચાકર ઘેરે બેડે પાણી ભરીયે રે ગરજ ૨
વ્યભીચારીણી હોય નારી તો ગરજે સતી તેણે કહીયેરે
ગરજ પડે તો ચમાર ઘેરે જઇને મજૂરી કરીયે રે ગર. ૩
ગરજ પડે તો કંજુસ જનને દાનો કહી બોલાવીએરે
અક્કલનાં જો હોય નમુનો પણ ગરજે શાણો કહીયેરે
ગરજ. ૪

પણ ગરજ પડે તો પ્રભૂ ચરણ જઇ નમીએ રે
તો કહે ભોગીલાલ જરૂર ભવજળ તરીયે રે ગરજ. ૫

---

## મુંબઈ જીવદયા મંડળીના સ્થાપક અને પ્રમુખ

### શ્રીમાન્ શેઠ લલ્લુભાઈ દીપચંદ ઝવેરી.



જેમની પ્રેરણાથી જીવદયા મંડળીની માનદ્ સેવા કરવાની સદ્બુદ્ધિ લેખકને થઈ. શેઠ સાહેબ લેખકના ખરા મુરબ્બી તરીકે વાત્સલ્ય દાખવે છે અને લેખક તેઓનો હમેશનો ઋણી છે.

૧૪

# જગતને સુખ દેનારી.

---

**ગજલ.**

જગતને સુખ દેનારી અમૃતમય પય પાનારી
નવીન જીવન કરનારી પવિત્ર ગાય માતા તું ૧
જરીં નહી ક્રોધ તો કરતી સહન શીલતા ઘણી ધરતી
નીમકહલાલ તું બનતી પવીત્ર ગાય માતા તું ૨
ભલે હો હીંન્દુ કે મુસ્લીમ છતાં રહેતી સદા તલ્લીન.
થતી ન કો દીય ગમગીન પવિત્ર ગાય માતા તું ૩
જંગલના ઘાસને ચરતી ઘાટ ના નીરને પીતી.
ધણીને ઘેર તું દૂઝતી પવિત્ર ગાય માતા તું. ૪
નીજ બાળને છોડી ધણીના બાળને પોષે
એવું ઉદાર દીલ તારૂં પવિત્ર ગાય માતા તું.
મજાનુ દૂધ જે પિતા શશકત શરીરથી બનતા
દુશમનથી પાછા ન હઠતા પવિત્ર ગાય માતાતું
અજબ ઉપકાર છે તારા કરે તુંજ પુત્રો તો ખેની
જીવાડે દેશ આખાને પવિત્ર ગાય માતા તું ૭
કરે તુજ કૃષ્ણ તો સેવા ગોવર્ધન ઝીલી પર્વતને,
ગીતા જે શાખ પૂરે છે પવિત્ર ગાય માતાનું ૮
ભલે હોય રાય કે રાણા ભલે હોય પંડીત કે શાણા
દેતીતુ સર્વ ને દાણા પવિત્ર ગાય માતા તું, ૯

દેવી તું દેશની સાચી કહે વિદ્વાન સૌ યાચી
રહી સૌ દીલમાં રાચી પવિત્ર ગાય માતા તું. ૧૦
સમગ્ર દેશ ભારતના કરો સેવાજ ગાયોની
બતાવો પ્રીત અંતરની પવિત્ર ગાય માતા તું ૧૧
ખરી તુ દેશની લક્ષ્મી ઉજ્જવલ તુંથી દેશની ભુમી
બંદે ભોગી રદય ચુમી પવિત્ર ગાય માતા તું. ૧૨

---

## ૧૫

# સૌ બ્હેનોરે પ્રીત.

રાગ, ( મહેતાજીરે મહાનુ તુલ બતાવું )

સૌ બ્હેનોરે પ્રીત ધરી સમજાવું,
તમ ગૃહણી ધર્મ બતલાવું.
ઠીક લાગે તો ધ્યાન રદય દીપાવો,
તમ કુળ મર્યાદ શોભાવો. ૧

જુઓ ભૂતકાળની નારી રે,
સુકન્યા સાવીત્રી દેવીરે.
પતી કાજેરે શું શું સતીએ કીધું,
અવર સુખ સૌ તજી દીધું, સૌ. ૨

સતી દ્રોપદી ન ભૂલોરે.
ખોટા અભીમાને નવ ડુલોરે,
પતી ભક્તી રે કેવી સતીએ કીધી.
જેણી નોંધ વીદ્વાને લીધી. સૌ. ૩

વળી નળ દમયંતી જોડીરે,
જેણે નમુ સદા કર જોડીરે.
વન વગડેરે સતી જુઓ ભટકતી.
પણ શીયળ ધર્મ. નવ ચુકતી, સૌ. ૪
વળી સતી સીતાને સંભારો રે.
જેણે રામ રદયમાં ધ્યારોરે,
અગ્નીમાંથી સતીજ બહાર નીકળતી,
ચોદ વરસ વનમાં ફરતી. સૌ. ૫
વળી સતી પદમણી શાણીરે,
પતી ભક્તીમાં હતી દીવાનીરે.
શુરવીરતાની હતી તે પૂરી રમણી,
ધન્ય ધન્ય એ ક્ષત્રાણી સૌ. ૬
એની ધ્યાન જીગરમાં ધરજોરે,
નીડર હવે સૌ બનજો રે.
કાયરતાને હવેજ કાઢી મૂકો,
તમ શુદ્ધ ધર્મ નવ ચુકો. સૌ. ૭
ભલે કષ્ટ આવે આ શીરેરે,
નવ ટેક તજો લગારે રે;
સત્ય નીતીમાં જરૂર બ્હેની રહેશો,
શાણુધાર શીયળના ધરશો. સૌ. ૮
આવક પતીની જોશોરે,
સૌ ખરચ ઓછો કરશોરે.
નહી સમજો તો જરૂર તમે પસ્તાશો,
ભવિષ્યે ઈજ્જત ખોશો. સૌ. ૯

બેની પતી પરાયણ રહેશોરે,
શુદ્ધ જ્ઞાનના બોધને લેશોરે.
મુજ બ્હેનીરે જીવન જયોતી દીપાવો,
ઈજ્જત કુળ શોભાવો. સૈ. ૧૦
વડીલ વચન શીર ધરશોરે,
નીજ ધર્મપરાયણ રહેશો.
પ્રાણ જાતાંરે ટેક કદી નવ તજવી,
એ ( શાળા ) જરૂર અનુભવવી. સૈ. ૧૧
કરો ઉંચ વીચાર શુદ્ધ શ્રેણીરે,
મન સમજો શાણી બેનીરે;
વીષયમાંરે બ્હેની તમે જો મોહશો,
તો જરૂર ખત્તા ખાશો. સા. ૧૨
કીંચીત શીખામણ લેશોરે.
અવર બેનોને બોધ દેશોરે,
ભોગીલાલનીરે શીખ હ્રુદયમાં ધારો.
સંસાર સુધરશે તમારો, સૈ. ૧૩

૧૯

# શહેતાન સટ્ટો છે.

( ગજલ. )

ઇજતને દાગ દેનારો. જુઓ શહેતાન સટ્ટો છે
અંતરનું લોહી પીનારો, જુઓ શયતાન સટ્ટો છે

બગાડે શાનને શુદ્ધી. બગાડે તે બધી બુદ્ધી.
રહે નહી વહેવારની શુદ્ધી, જુઓ શયતાન સટ્ટો છે.
પડે નહી ચેન ખાવામાં. પડે નહી ચેન પિવામાં
પડે નહી ચેન સૂવામાં જુઓ શયતાન સટ્ટો છે.
હુરાયા ઢોરની સ્થીતી સટોરીયાની જુઓ થાતી,
શરીર સ્થીતીજ લથડાતી, જુઓ શયતાન સટ્ટો છે.
ગુમાવ્યા ગાંઠના નાણા. રહયા નહી ઠામ ઠેકાણા
છતાંન સટ્ટા મુકાણા, જુઓ શયતાન સટ્ટો છે.
બીચારી ઘર તણી નારી, બનાવી નાંખે ભીખારી
કરી સ્થીતીજ લાચારી જુઓ શયતાન સટ્ટો છે.
હતી જે ઘેર સાહયબીઓ. હતી જે ઘેર નોબતો
ગુમાવી સાહબી નોબત, જુઓ શયતાન સટ્ટો છે.
પડયા પાસા કદી પોબાર. મળી ગયા ભાગ્યે લાખબેચાર.
છતાં સંતોષ નવ શીખ્યો, જુઓ શયતાન સટ્ટો છે.
સંતોષથી ન જમે પૂરૂ. રહે છે ચીત્ત ત્યાં શુરૂ.
કયા દાવે ખાઇ હું પુરૂં જુઓ શયતાન સટ્ટો છે.
સમજજો શાણા વેપારી, સટ્ટાથી થાશો ભીખારી.
વેચાશે મીલ્કત અને નારી. જુઓ શયતાન સટ્ટો છે.
કરો મહેનત તમે સાચી, મૂકો સટ્ટો પ્રભુ યાચી.
સદા સુખમાં રહો. રાચી. જુઓ શયતાન સટ્ટો છે.
હજારો શેઠ સાહુકારો, સટ્ટાએ કીધા નાદારો
ઘણાએ પીધો ઝેરનો પ્યાલો. જુઓ શયતાન સટ્ટો છે.
બળી એ સટ્ટાની કમાણી, સમજજોદીન ચાર ચાંદરણી.
છેવટે છેજ ધુળધાણી. જુઓ શયતાન સટ્ટો છે.

પ્રતીજ્ઞા દીલથી કરશો, સૌ સટ્ટો હવે તજશો.
કહે ભોગી સુખી થશો. જુઓ શહેતાન સટ્ટો છે,

---

૧૭

## સુણ દરજીડા.

---

રાગ ( હરીભજન વીના દુખ. )

સુણ દરજીડા ગજ, કાતર, ને સોય, દોરા, ના ગુણ કહું. એ ટેક.
આ અંધ દુનીયાના લોકોને, સમજાવવા દાખલો હું દઉ. સુણ.૧
ગજબદ સલાહ દેનારો છે, કાતરની સંગે રહેનારો છે.
તે કુસંપ તણો કરનારો છે, સુણ દરજીડા; ૨
કાતરતો કલેશી નારી છે અંદર વીરોધ કરનારી છે.
હોય ભેગાં તેને જુદા કરનારી છે સુણ દરજીડા, ૩
દરજી સીવવા આવે છે ગજ કાતર ને ભોંય પછાડે છે.
ભલી સોય ને માથે રાખે છે સુણ દરજીડા ૪
સોય સુલક્ષણી નારી છે, દાહીને વીવેક શાળી છે,
હોય જુદાં તેને ભેગા પાડનારી છે. સુણ દરજીડા. ૫
સોયનો પતી પણ કેવો છે, રંગે રૂપાળો જોયા જેવો છે.
જેનું નામ જગતમાં દોરો છે, સુણ દરજીડા. ૬
દોરા જેવો નર એક જાણું ( મહાત્મા ગાંધી ) જી ને પીછાણુ
બીજા લાંબા ગજ જેવા જાણુ, સુણ દરજીડા ૭
કાતર જેવી બ્હેનો માહરી, નીલંજ પોષાકને ધરનારી
જેથી દેશની થઇ છે ખાચ રી, સુણ દરજીડા ૮

સોય જેવી સાદી નારી, જો બને બ્હેનો માહરી
તો થાયજ દેશની બલીહારી, સુણુ દરજીડા ૯
પ્રેમે વદે છે ભોગીલાલ, ગજ કાતરને કાઢો બહાર.
તમે સોય દોરાનો સમજો ખ્યાલ, સુણુ દરજીડા. ૧૦

| ત્યાગો | રાખો. |
|---|---|
| કુસંપ | સંપ |
| ( ગજ કાતર ) | સોય દોરો. |

૧૮

# સુધરેલ સુંદરીઓ.

લાવણી.

સુધરેલ સુંદરીઓ છલબલ. કરતી તે મુજ નજરે આવે
સાડલો ધોળો ચોળી ધોળી. ચણીયો ઝીણો પ્હેરે.
અડધ સાડલો શીરે ઓઢી. ભરી બજારે હીંડે. સુધરેલ.૧
કેડમાં ઝુડો હાથમાં રૂમાલ. લટક મટકતે ચાલે.
સાસુનો સંગાથ ગમે નાહી.બેનપણી સંગ મહાલે.સુધરેલ.૨
પગમાં ( કચડા ) કટ કટ બોલે. રમક ઝમક તે ચાલે.
લાજ શરમ ને મૂકી ખીંટીએ. વાંકો ગુચ્છો પાડે. સુધરેલ.૩
પોલકા માંહી પોલ કરાવે. ઢોલ ઢમક વગડાવે.
કબુતરખાનુ પ્લેટ ચોળીનું. હાથે માપ કરાવે. સુધરેલ. ૪
પોલેસ ઘાટની જોઈએ બંગડી. તાછયા સાંક મંગાવે.
વીશ રૂપરડીના પગારે. ગરીબ પતીને ધમકાવે.સુધરેલ.૫

બુટ સ્ટોકીંગ મોજાં પહેરે. વળીજ અસ્માં ઘાલે.
સેંન્ટ લવંડરને પફ પાઉડર. લગાવે પોતે ગાલે. સુધરેલ. ૬
આવી હકીકત જોઇ ભોગીલાલ. દીલગીરી મનમાં લાવે.
દેશની પડતીનું મુખ્ય કારણ.વીસમી સદી બતાવે, સુધરેલ.૭

---

૧૯

## દીકરાની વાખ્યા.

---

દોહા.

જો દૈવ દેતુ દીકરા. દે જે સદા તું દીનકરા.
કુળ પૃથ્વી ને કરતા પ્રકાશીત, દુખ તિમીર ટાળે ખરા.
એવા ન હોજો દીકરા. જે દીકરા નહી દી કર્યા.
બહેતર અરે એથી ભલા. રસ્તે રઝળતા ઠીકરા.
કે કામ કંઇ આવે નહી. નીજ નામને ડુબાવતા.
છે ભારરૂપે ભૂતળે. માબાપને જે તાવતા.
એવા અરેરે દીકરાથી. વાંઝીયા રહેવુ ભલું
જેણે વીતે તે જાણતા. કષ્ટ કપૂતનું કેટલુ,
માટે પ્રભુ પાસ યાચું છું, એવા ન દેજો દીકરા.
ભોગી સદા યાચે ખરે. દેજો સરવને દીનકરા.

---

૨૦

# લગ્ન પ્રસંગે અપાતી શમશ્યા.

શ્રાતાજનોને વીનંતી કરૂ છું કે ભૂતકાળના આપનાં જે જે રીવાજ લગ્ન વખતના કરેલા છે તેમાં છુપુ રહસ્ય કેટલુ છે તે મારી. બુદ્ધી અનુસાર શ્રાતા સપક્ષ રજુ કરૂ છું.

જ્યારે (વર). અશ્વ. આરૂઢ. થઇ, શ્વસુર. જાય છે તે પ્રસંગે વરની. સાસુની. મનોભાવના. અને શમશ્યા.

દોહરો.

સાસુ—આવો પધારો પ્રેમથી. ઓવારણુા પ્રીતે લઉં.
જીવો ઘણુ જીવો ઘણુ દીલ ભાવના એવી કહું. ૧

શમશ્યા. દોહરો.

કુમ કુમ તીલક ત્યાં કર્યુી. પ્રેમે જમાઈ ને તે કરે
રહેજો સદા તેજ લાલ. એવી ભાવના દીલે ભરે. ૨

જ્યારે સાસુ જમાઇને કંકુનો ચોલ્લો કરે છે તે વખતની મુખ્ય ભાવના એવી છે કે હે જમાઇ તમારૂ સદા ભલું ઇચ્છું છું અને સદા લાલ કપાળ રહો. એવુ યાચુ છું સાસુ ( નાક ખીંચતી વખતે ) શમશ્યા.

દોહરો.

નાક ખીંચુ છું જમાઇ આ વાતને સમજો સહી.
કાયા ભલે જાએ કદી પણુ નાકને ખોશો નહી. ૩
કીધી શમશ્યા જે ખરી પ્રાણુાંતે એ ભુલશો નહી.
નાક વગરની જીંદગીમાં તો કદી જીવશો નહી. ૪

આ પ્રમાણે સાસુની શીખામણ પૂરા થયા પછી કપડાનો આડો પડદો બાંધી કન્યા પોતાના પતિને શમસ્યાથી સમજાવે છે.

દોહરો.

આડો પડડો બાંધતી. પીયુને શુ સમજાવતી.
તાંબુલ ભરી પીચકારી કન્યા તે પરે શું કીજતી. ૫
સમસ્યા પીયુ સમજી જરી સામો બતાવો સ્નેહતો
સમજ્યા વીના પીયુ માહરા. ન ખોટો બાંધો પ્રેમતો. ૬
તાંબુલ કેરો રંગતો. ભટ્ઠી ધુવે જાશે નહી.
તેમ મારી તારી પ્રીતડી, મરતાં સુધી છુટશે નહી. ૭
બે ઇમાન થાશો નહી. કહુ છું જરી તે ધ્યાન કર
સાચો પ્રેમ જો ન મળ્યો. થુંકીશ તારા નામ પર

આ શમસ્યા પૂરી થયા પછી સાસુ પાછી (પોષણુ.) પુંખવા આવે છે તેના ભાવાર્થ.

સાસુ—જમાઈ પ્રત્યે. દોહરા.

સમજો જમાઇ સુલક્ષણા. ઘેર દ્રઝણાં છે કેટલા.
કેટલા છે હળ ખેતીવાડી, રેંટીયા છે કેટલા. ૯
છે કેટલા વલોણા ઘરે, સત્ય વાતડીજ જણાવશો.
વસ્તુ કીધી તે છે કે નહી. તેનો ખુલાસો આપશો. ૧૦

જમાઇ—ખોટો દીલાસો ત્યાં કણી. ગરજવાન જમાઇ આપતો
સરવે વસ્તુ મોજુદ છે એમ. ડોકુ. ત્યાં ધૂણાવતો. ૧૧
આ વાતોની વાતમાં વિશ્વાસ ઘાતી થયો જમાઈ,
ચાર વસ્તુમાં આજ એક,પણ કોઈ ઠેકાણે છે નહી. ૧૨
તેથીજ સંસાર દુખીયો, ઉદ્યમ નાશી જાય છે.

ઉદ્યમ વગરના માનવી, પશુ જેવાજ ગણાય છે. ૧૩
સંસારની નૌકા મહીં, તાર સુતર બાંધતા.
વરકન્યા ત્યાં માંહરે, સંસાર સાથી સાંધતા. ૧૪
ત્યાં એક બાળીકા જુઓ, લુણ ત્યાં ઉતારતી.
આધી વ્યાધિ દૂરે જજો,એ ભાવના દીલ ભાવતી. ૧૫
ત્યાંથી ચાલ્યા ચોરીમહીં, સંસાર જીવન સાંધવા.
પ્રમી યુગલ જોડુ ખરે, સંસારની મોજ માણવા. ૧૬
ચાર મંગળ ત્યાં ફરે. મંગળ મય જીવન હજો,
માન માયા લોભ ક્રોધ. ને જીગરથી ત્યાગજો. ૧૭
દાન શીયળ તપ ભાવના. વિચાર દીલ વીક સાવજો.
માતા પિતા શ્વસુરની ઈજત શુભ વધારજો, ૧૮
ત્યાં કાણી કન્યાની માડી. કંસાર પીરસવા આવતી,
દીલ અંતરે શુભ ભાવના કેવી રદયમાં સ્થાપતી. ૧૯
ધૃતની વા'ડી લઈ. સાકર સાથે લાવતી.
ઘીની રેલ છેલમાં શુદ્ધ પ્રેમ એવો માગતી, ૨૦
એકી બેકી પ્રેમથી. રમતાં જુઓને વર વધૂ.
શું ભાવના તેની કહી. તે સમજવુ છે દોહલું. ૨૧
એકી આવે જો પુરૂષને. કહે તો સ્રીને સુણને સહી.
એક પતીને છોડીને,બીજાના પ્રેમમાં પડશો નહી, ૨૨
બેકી જો આવી નારને પીયુ વાત તો ભૂલશો નહીં.
બીજી તણી સોબતમાં તમ જીંદગી ખોશો નહી. ૨૩
એકી તણા એકાંન્તમાં પ્રભુ પ્રેમને જોશો જરી,
બેકી તણી,સોબત જો કરી,તો વાત બગડશે ખરી,૨૪
આ લગ્નની શમશ્યા જુઓ. મુજ બુદ્ધીથી પૂરી રઈ.
કહે છે ભોગીલાલ સત્યથી આજ લગ્ન વિધી છે.નહી.૨૫

૨૧

# મેઘરાજને અરજ.

## સોરઠા.

બળ બળતો અંગાર. નેઠ ઉનાળો ઉતર્યો,
તો એ જીવન હાર. હજુ ન આવ્યો મેહુલા. ૧
નીજ તનુજની વ્હાર. વ્હાલા જાણવીણ કોણ કરે
લગાડે છે કેમ વાર. હજુ ન આવ્યો મેહુલા. ૨
ચોમાસાના કોલ તે, દીધા તે સાંભરે,
સંગે રહી રસ બોળ. બનીચે આવો મેહુલા. ૩
ઉભો રહયો અબોલ. અધીરાઈ અમ તાગતો
તરફડે છે ઢોર. છોડ સૂકાયાં મેહુલા. ૪

૨

આવ્ય આવ્ય વરસાદ, ઘેબરીયા પ્રસાદ દે
બેસી ગયો અમ સાદ, તને પોકારી મેહુલા ૫
જોઈ જોઈ તુજ વાટ, આ અમ ડોક રહી ગઈ
વિધ વીધ વધે ઉચાટ, કાળજુ ફટકે મેહુલા ૬
મેરામણ મેમાન, વરસ દહાડે તું આવતો
તુજ પગલે રસ લ્હાણ, અમે મહાલીએ મેહુલા ૭
દાના દીલ દરીયાવ, જગત પીડ નીવારજો
પ્રાણદાન ના લ્હાવ, લેતાં શીખીએ મેહુલા ૮
દીન તણો આ સાદ, કાન ધરીને સાંભળો
ક્યાં કરીએ ફરીયાદ વહેલા આવો મેહુલા ૯

૩

મેહ મેહુ જપતાં માળ. સુકાયાં મુખના અમી
જતો રહે તત્કાલ દેખા દઈને મેહુલા ૧૦
આતો આડો આંક. તુજ અબોલા આજના
વ્હાલા કેરો વાંક વીસારી દઈએ મેહુલા ૧૧
ફરીને રૂડો નાદ આવ્ય હસી બોલાવ્યને
સ્વજન કેરો સાદ ઉર ઉભરાવે મેહુલા ૧૨

૪

તું મ! ઉંડી આશ તુમાં અમ વિશ્વાસ છે
ગુકાવ્યં હેઠો શ્વાસ આંગણુ આવી મેહુલા ૧૩
કાળે કાળ દુકાળ અનાથ જીવ ઉભા બળે
આગળ નીએ વાત આવ્ય ભુલાવવા મેહુલા ૧૪
વાદળ પવનની છાંય ઓથુ અમને આપતી
બળ્યા ઝળ્યાની બાંહ્ય, પકડો આવી મેહુલા ૧૫

૫

દીલભર દીલ દરીયાવ, સંભારીને સંચરો
ન આણીએ અભાવ, અધીરજનપર મેહુલા ૧૬
મોતીડાના મેહ, વણમાગે વરસાવતો
છે તુ તેનો તે, ટળવળાવતો મેહુલા ૧૭
મળે ન તરણું ઘાસ, ગાયો તો ટગમગ જુએ
જુએ બીજાં ઢોર, હવે પધારે મેહુલા ૧૮
મોંઘા ન થાઈએ વીર. આવી લીલા લહેર કરો
ભોગીની દીલ દાદ. હૈયે લેસો મેહુલા ૧૯

૨૨

# પીતાતણુ પોતે હણે

### ગજલ

દુનીયા મહી છેના છુરી, જે કાચને કાપી શકે<br>
જુઓ કણી હીરાતણી, પોતા તણુ પોતે હણે ૧<br>
નહી અન્ય ધાતુ કાષ્ટકે, પાષાણુ કાપે લોહને<br>
જુઓ છીણી લોખંડની, પોતાતણું ઘોતે હણે ૨<br>
વીષ જે ચડયું વછનાગનુ, સોમળતણું ના ઉતરે<br>
ગુણ છે દવા ઝેરી મહી, પોતાના તણું પોતે હણે. ૩<br>
ગર્મી તણુ જે દર્દ તે, ઉપચાર શીતલથી વધે;<br>
ઉદ્વેગ ઉપચારો જુઓ, પોતા તણુ પોતે હણે. ૪<br>
ચીરી જનેતા પેટ વીંછુ, બાળ લેતા જન્મ ને;<br>
પાળ્યા તણો બદલો દીયે, પોતા તણુ પોતે હણે. ૫<br>
મીત્ર મીત્ર મુખ બોલતા, બતાવે ઉપરનો ડાળ;<br>
લાગ આવે શું ન કરે, પોતાતણુ પોતે હણે. ૬

ભોગીલાલ.

૨૩



# ધન વિણ નીજ બન્ધુ

### રાગ. માલીની વૃત.

ધન વીણ નિજ બંન્ધુ, તેહને દુર છંડે,<br>
ધણ વીન ભાઇ, ભાતૃ સેવા નમંડે;

નીર જળ સર જેવો, દેહ નીરજીવ જેવો.
નીર્ધન તૃણ જેવો, લોકમાં તે ગણેવો;
શરવર જીમ સોહે, નીર પુર ભેરાયો.
ધન કરી નર સોહે, તેમની ત્ય ઉપાયો;
ધન કરીય સુંહતો, માઘ જે જાણુ હું તો.
ધન વીણ પગ સુઝી, તેહ દીઠો મરંતો;

૨૪

## આનંદ જીવન લ્હાણુ

(રાગ: શાને કરે અભીમાન)

આનંદ જીવન લ્હાણુ,
કરે નર જન્મીને કલ્યાણ ટેક
શીખે જે પ્રેમે વીદ્યા જ્ઞાન,
કરે નર જન્મીને કલ્યાણ ૧
પૃથ્વી રાજની ધન્ય જનેતા,
સામંત ચામુંડ જેવા સોહંતા.
વિશ્વે દીપાવ્યું નામ
કરે નર જન્મીને કલ્યાણ. ૨
જનતા કુખ જેણે દીપાવી
કુળ ઈજ્જત જેણે સોભાવી
તે વીર જીવ્યો જાણ
કરે નર જન્મીને કલ્યાણ, ૩

શુભ વિચારો રહદયમાં ભરજો
દીન જનોનું ભલું કરજો.
તજી સૌ અભીમાન
કરે નર જન્મીને કલ્યાણ. ૪

પ્રભુ કૃપાથી જનમ મળીયો
અનેક સગવડતાથી ભરીયો.
એ તો પુણ્ય તણુ નિધાન
કરે નર જનમીને કલ્યાણ

અને કષ્ટે શાંતી ધરતા
રણ સંગ્રામે આગળ પડતા
જેના અમર નામ
કરે નર જનમીને કલ્યાણ ૬
બ્રમચર્યનું પાલન કરતા
અબલાઓની વ્હારે ચડતા
ધ્રુજાવતા ધરણી જાણ,
કરે નર જનમીને કલ્યાણ ૭

નીતિ નીયમનું પાલન કરતા
દેશ દાઝ અંતરમાં ધરતા.
એજ ખરો ભાગ્યવાન
કરે નર જનમીને કલ્યાણ, ૮
કહે (ભોગી) પ્રેમ કેળવજો
ભ્રાતૃભાવ બધે ખીલવજો,
સમજો હીંદ તણા સંતાન
કરે નર જનમીને કલ્યાણ. ૯

૨૫

# જગત તો બે દીનનું મહેમાન

રાગ ઉપરનો

જગત તો બે દીનનું મહેમાન
દઇએ આદરમાન જગત તો

મન અમારૂ મજબુત કરીએ
લઇએ આનંદ લ્હાણ
વિશ્વના અમે પ્રેમી છીયે
વીશ્વ અમારૂ જાણ જગત તો ૧

શત્રુ અમ કોઇ છે ન જગમાં
એ અંતર વિશ્વાસ
પ્રેમમય જીવન સદા અમારૂ
એજ અમારો કૈલાસ જગત તો ૨

એક એકના સમાગમ વીના
ચાલે નહીં સંસાર
લેણ દેણુ વીના કશું ન બનતું
એ ભાવીનો ચીતાર જગત તો ૩

જેવા સંયોગે સ્નેહે બંધાએ
એ નીભાવજો સૌ જન
નીતી વહેવારે મશગુલ રહેજો.
સાચવજો વચન જગત તો ૪

વચન ગયુ તો સર્વે જાતુ
બોલે વાણી વિદ્વાન
વચન (બોળી) જે નર જીવે,
તે જીવ્યુ ધૂળ સમાન. જગત તો ૫

નીંદા કુથલી ને કુસંપે
વાળ્યો સઘળો દાટ
શાંન્તી સંપ જે નવ શીખ્યો
તે નરને ધિક્કાર જગત તો ૬

કાળ ઝપાટો જ્યારે આવે
ત્યારે લાગશે નહી જરી વાર
સુકૃત્ય શું શું કીધુ જગતમાં
પુછશે ત્યાં કીરતાર જગત તો ૭

સંત સમાગમ જરી ન પામ્યો
લીધુ નહી કંઈ જ્ઞાન
આવ્યો બાંધી મુઠીએ બાપુ
મુકી જશો તમામ જગત તો ૮

માત અને તાત જગતમાં
કુટુંબ સ્વાર્થી ધાર
પરણી ત્રીયા સાથે ન આવે
જઈએ જ્યારે યમદવાર જગત તો ૯

જગતમાં જન્મી શું શું કીધુ
લાવો તેનું જરી ભાન
કહે ભોગીલાલ પ્રેમથી શીખો
દેતાં પ્રેમના દાન જગત તો૧૦

૨૬

# એ પુરી પંચાત.

---

## દોહરા

પુત્ર હોય કુલક્ષણો. વ્યસની ને કમજાત
પીતાને શું ઠારસે, એ પૂરી પંચાત ૧
નાર રૂપાળી હોય પણ, પાડે દુર્ગણ છાપ
સ્વામીને સું ઠારસે, એ પૂરી પંચાત. ૨
ગુરૂ વ્યસનીને લોભીયા; કરે ક્રોધથી વાત
સમાજને શું તારસે, એ પૂરી પંચાત ૩
કોટે પથ્થર બાંધીને બુડે પોતે આપ
બીજાને શું તારસે, એ પૂરી પંચાત ૪
ભલો મુનીમ પણ શેઠની, કરવા ધારે ઘાત
ધન રળીશું આપશે એ પૂરી પંચાત ૫
મીત્ર હોય ઘણો મીઠડો, રાખે મનમાં પાપ
દુખે મદદ શું આપસે, એ પુરી પંચાત. ૬
બંન્ધુ બાંય સમાન છે, પણ પાછળ કાપે વાત
વખતે દગો એ આપસે, એ પુરી પંચાત ૭
વાત વીષય સમજે નહી, કરે લાતથી વાત
ખાલી માથાફોડ કરે, એ પૂરી પંચાત ૮

---

૨૭

# જગતમાં એક દારૂ છે

ગજલ

દુનીયાનુ દુષ્ટ કરનારો, જગતમાં એક દારૂ છે
ખરેખર પાપીની પુંજી, જગતમાં એક દારૂ છે. ૧
મોટાનું માન મુકાવે, ઇજત કોડીની કરાવે
કરાવે પાણી પઈસાનું, જગતમાં એક દારૂ છે. ૨
પીવાથી દીલ લથડે છે, ઠેકાણે ભાન નવ રહે છે
ગોથાં કીચડમાં ખાએ છે જગતમાં એક દારૂ છે. ૩
પીયે હઇયા પુટયા બાપુ, પીવાથી કાળજુ બળતું
પીનારા મે'તને ભાળે, જગતમાં એક દારૂ છે. ૪
ઉભી હોય બહેન કે બેટી, મુકાવે લાજ તે છેટી
નીર્લજ બની જાય ત્યાં ભેટી. એવો જલ્લાદ દારૂ છે ૫
લુંટે તે સતીનું શીયળ, બની જાતો ખરેખર ખર
બગાડે આબરૂ ને જર, એવો શેયતાન દારૂ છે. ૬
કમાણી હોય ઘણી સારી, પરંતુ તે કરે ઝેરી.
દેખાડે મોતની બારી, એવો યમસજ દારૂ છે. ૭

પીનારા આંખથી અંધા, કરે છે નીચના ધંધા
બને તે નીચના બંદા, એવો દુષ્ટ દારૂ છે. ૮
કંઈક રાજા અને રાણા કહેવાતા જે ઘણા શાણા.
દારૂએ ટાળીયા દાણા, એવો ગોઝારો દારૂ છે. ૯
નીતીનું તેજ હરનારો, શરમને દૂર કરનારો.
રખડતા થઈ ગયા યારો, એવો આ નીચ દારૂ છે; ૧૦
કઇક જણસો તમે મુકી, દારૂમાં દીધુ બધુ ફુકી.
રહી નહી પાસમાં મુડી, એવો ચંડાળ દારૂ છે, ૧૧
મુકાવતો શરમ ને માજા, ઈજારદાર થઇ ગયા તાજા
થયા પાયમાલ કઇક રાજા, એવો હરામી દારૂ છે. ૧૨
બચાવો વ્યસનના પઈસા, કરો કંઈ દેશનો ઉદ્ધાર
ભવિષ્યે થાવાને સુખી, સદા સૌ ત્યાગશો દારૂ ૧૩
ભોગીલાલ સાચુ બોલે છે, પરીસ્થીતી બતાવે છે
હજુ કાંઇ આંખ ખુલે છે, હવે તો છોડવા દારૂ ૧૪



## ૨૮

# તજને તુ તોફાને

### રાગ ભેરવી.

રટતુ એક નીરંજન નામ,
મુરખ મવવા તજનેતું તોફાન ૧
માત તાત સુત બંધવ બ્હેની
માયા તણા ગુલામ રટતુ એક નીરંજન ૨
હાય હાય કરી રડે હજારો
કોઈ ન આવે કામ રટતુ એક નીરંજન ૩
બાગ બંગલા છેવટ છોડી,
જઈ વસવુ શમશાન રટતુ એક નીરંજન ૪
માતા કહે મુજ બેટડો બહેની કહે મુજ ભાઈ
નાર કહે મુજ કંથડો, સાથ ન આવે કોઈ રટતુ ૫
સંત સમાગમ બહુ કર્યો, પણ શીખ્યો નહી કંઈ જ્ઞાન
દીન જનોની સેવા કરીને, કરો આત્મ કલ્યાણ રટતુ ૬
સેવક ભોગીની વીનંતી સુણી ધરો નીરજન ધ્યાન
રટતુ એક નીરંજન ૭

૨૯

# નીતી ઉપર.



નીતી નીતી (૨) નીતી, બોલો સાંવરીયા.
રીતી રીતી રીતી, શીખો સાંવરીયા નીતી ૧
શરીર શુદ્ધિ ખુબ કરી. મન દ્રઢજ રાખો
પ્રેમ પ્રેમ શું ચીજ જગતમાં અનુભથી ઓળખો નીતી ૨
નીતી રીતી દોશી હાટે, નહી વેચાતી મળતી.
સોબત જેવી તેવી અસર કહેવત બધે બોલાતી નીતી ૩
શુદ્ધ પ્રેમમય જીવન બનાવી નીતી વહેવારે રહેવું
મનુષ્યનું શું શું કર્તવ્ય જરૂર શીખી લેવું. નીતી ૪
ચડતીનું છે જગત બાપુ, પડતીનુ નથી કોઇ
ચાલુ ગાડીમાં સૌ કોઇ બેસે, તુટીમાં ન બેસે કોઇ ૫
નીતી અનુભવ લીધો ન જગમાં ધીક મનુષ્યનુ જીવ્યું
ઘણા વિદ્વાનો શાખ પુરે છે અનુભવથી અનુભવ્યું નીતી ૬
સંત સમાગમ પ્રેમે કરીને, નીતી ધર્મ દીલ જાણવો.
કહે ભોગીલાલ પ્રેમ ધરીને પરભવ પાયો ચણવો નીની ૭

૩૦

# શુભ ભાવના ભાવો.

ગઝલ

જગતના પ્રાણી સ સર્વે, જરૂર શુભ ભાવના ભાવો
કટુ ન બોલવું વચન. જરૂર એ પાઠ દીલ લાવો.
વીચારો સુભ કરવામાં, જરૂર ભલુ આપનુ થાતુ.
પોતાના સ્વાર્થને માટે, જરૂર શુભ ભાવના ભાવો ૨
વીચારોની વમળતામાં, ગુમાવો છો તમે બાજી.
સ્વભાવ મુકો હવે પાજી, જરૂર શુભ ભાવના ભાવો ૩
પરાઇ પીડ ના માટે, જન્મ છે આપનો બાપુ
એવી રાખી રદય પ્રીતી, જરૂર શુભ ભાવના ભાવો. ૪
મળી બુદ્ધી તને સારી, મટી સ્થીતી જ ભીખારી
મુકીને મેલ મનડાનો, જરૂર શુભ ભાવનો ભાવો. ૫
કુસંગા સંગ દોષાણા. કહી કહેવત જરૂર સાચી.
સદા શુભ સોબતે રહીને જરૂર શુભ ભાવના ભાવો. ૬
કરો જીવન સદા સાચુ, સેવા કહો દીનની યાચું.
સદા એવું ઇચ્છી દીલે, જરૂર શુભ ભાવના ભાવો.
ખુશામત દીલથી ત્યાગો, સદા શુભ પ્રેમને માગો
હવે નીંદ્રાથી જાગીને જરૂર શુભ ભાવના ભાવો. ૮
અંતર ભક્તી પ્રભુની લઇ સદાચારી શદા બનજો
અંતરઘટ પ્રેમ બોગીનો સદાં શુભ ભાવના ભાવો ૯

૩૧

# સમયને માન આપોને

ગઝલ

સમયની છે બલીહારી, સમય આધીન નરનારી
સમયની છે ખરી ખુબી, સમયને માન આપો ને ૧
સમયમાં શેઠ ભીખારી સમયે રંક રાજા છે.
સમયે નોબતો ગાજે સમકને માન આપોને ૨
સમય સાધી સૌ સાધો સમય શીખી સઉ સીખો
સમયમાં નીતી ન ચુકો સમયને માન આપોને ૩
સમયે મળતી લક્ષ્મી સમયે વેચાતી ભુમિ
સમયમાં (મુંજ) સંભારો સમયને માન આપોને ૪
સમયે જે હતા રાજા સમયમાં ભંગીનાં ઘેરે
જુઓ વેચાણા તે પુરૂષો સમયને માન આપોને ૫
સમયે શેઠ કહેવાતો સમયે મહેલ માળાઓ
સમયે મીલ માલીકો સમયને માન આપોને ૬
સમયમાં ચડતીના શીખરે સમયમાં પડતી ના મોખરે
સમયમાં સમાજનો નેતા સમયને માન આપોને ૭
સમયમાં દોસ્ત દુશમનો સમયમાં દુશ્મનો સાથી
સમયમાં લુટારો ભાથી સમયને માન આપોને ૮

સમયમાં શુદ્ધ બુદ્ધી થાય સમયે દુરાચારીજ ગણાય
સમયે સંયમો લેવાય સમયને માન આપોને ૯
સમય શીખ્યા બધુ શીખ્યા સમય ભુલ્યા બધુ ભુલ્યા
સમયે ભુલતાં સઉ ડુલ્યા સમયને માન આપોને ૧૦
સમયે હોદ્દો તો મળતો સમયમાં મોટો કહેવાતો
સમયમાં કાળ ઝપટતો સમયને માન આપોને ૧૧
જગતના સર્વ બંન્ધુ બહેન સમય સીખી કરો સૌ ચેન
કહે (ભોગી) સમય ન્યારો સમયને માન આપોને ૧૨

---

## ૩૨

# ખરી દોસ્તી તે.

---

### ગઝલ

વીપત્તમાં કામ જે આવે, સદા શુધ્ધ સ્નેહ બતલાવે
કષ્ટ વખતે મદદ આપે ખરા દોસ્તી તે તેનુ નામ
સદા દુખે સદા દુખી સદા સુખે સદા સુખી
સ્વાર્થને ઠોકરે લેતા ખરી દોસ્તી તે તેનું નામ
ફસાયો મીત્ર જો કદી હોય સદાતે સહાય તો દેતો
જગતને પ્રેમ બતલાવતો ખરી દોસ્તી તે તેનું નામ
ભલે ન પાસમાં લક્ષમી ભલે ન રહેવાતે ઝુપડી.
છતાં નહી શોક લાવે તે ખરી દોસ્તી તે તેનું નામ

## શ્રી મુંબાઈ જીવદયા મંડળીના

આસીસ્ટન સેક્રેટરી.

## રા. રા. ભાઈ જયંતીલાલ એન. માન્કર.



સાચા હૃદયથી ચલાનાર અને મજકુર પુસ્તકમાં ખરા હૃદયથી મદદ
કરનાર તથા જીવદયાના કામમાં બનતી મદદ આપી મને આગળ
વધારનાર સાચા સલાહકાર મીત્રનો લેખક હમેશનો ઋણી છે.

દીનાક્ષ પ્રીં. વર્કસ.

ભલે હોય મોટો કે નાનો ભલે હોએ દુરાચારી
બનાવે તે સદાચારી ખરી દોસ્તી તે તેનું નામ
સદા રહે નિતી મંદીરે સદા રહે ધર્મ આચારે
બુડાવે ન કદી મીત્ર ખરી દોસ્તી તે તેનું નામ
નસીબે ધન થયુ ન્યારૂ ન કોઈ સગુ થાતુ.
છતાં ન ત્યાગ તો મીત્ર ખરી દોસ્તી તે તેનું નામ
જગતનુ રાજય ભલે જાએ છતાં વિસામો ન ટળજો.
તુટો ન બાંહુય મીત્રની ખરી દોસ્તી તે આનું નામ
પદમણી સમ પત્ની મીત્રની સ્વરૂપે હોય સુંદર જો
છતાં તે બહેન મીત્રની ખરી દોસ્તી તે આનું નામ
વીકારો વશ તે કરતો સદા બ્રમચર્યમાં રહેતો
અણમોલો પ્રેમ પાઠવતો ખરી દોસ્તી તે આનુ નામ
રાખે નહી સ્વાર્થની આશા નીરાશામાં ધરે આશા.
બન્ધુત્વ પ્રેમ જાળવતો ખરી દોસ્તી તો આનું નામ
કહે ભોગી મળો મીત્ર સદા જે સ્વાર્થને તજતા
કસોટીમાં નહી ડગતા ખરી દોસ્તી તે તેનુ નામ



૩૩

# દુનીયા તણા.

દુનીયા તણા વહેવારમાં રહેવું ઘણુ મુશકેલ છે
વીતે ઘણું વહેવારમાં નહી જેવા તેવા ખેલ છે.
આંશ પારકી રાખી ને જીવવું જગત ધીકાર છે.
આપ પગપર ઝુઝવું તે મર્દનો વહેવાર છે.



૩૪

# ખુશાલી લગનની આજે

**ગઝલ**

સદા સુખમાં વસો પ્રેમે, સદા શુભ પ્રેમમાં રમજો
નવીન સંસારના જયોતી ખુશાલી લગ્નની આજે ૧

નીતી મય જીંદગી કરજો, પ્રભુ પર પ્રેમ તો ધરજો
દુવા અમ દીલમાં લેજો, ખુશાલી લગ્નની આજે ૨

યશસ્વી જગતમાં બનજો દીનોનું તો ભલું કરજો.
અભીમાન કોમનો કરજો ખુશાલી લગ્નની આજે ૩

સાકર પય સમ પ્રેમ આચરજો નવીન વાટીકા વીચારજો
સદા પ્રેમ જયોતી ઉજવલજો ખુશાલી લગ્નની આજે ૪

સદા મન નેકમાં રાખી પ્રભુ રાખે સદા સુખી
રહો સુખી યુગલ જોડુ ખુશાલી લગ્નની આજે ૫
મુબારક લગ્નની કઇએ સદા દીલથી ભલુ ચાહી
રદયની સુભ કુવા એ ખુશાલી લગ્નની આજે ૬
ભોગીલાલ પ્રેમથી બોલે, નીભાવજો કોલ લગ્નના
હોજો સુખી સદા સંસાર ખુશાલી લગ્નની આજે ૭

---

૩૫

# આ કોણે બનાવ્યો ચરખો

---

**રાગ ભજન.**

કોઇ ઘડનારાને લાવો, કોઇ કારીગર બતલાવો
આ કોણે બનાવ્યો ચરખો, ચરખો ચરખો કોઈ ૧
આમ જુવો કે તેમ જુવો પણ જ્યાં જુઓ ત્યાં સરખો
પંચ પીંડનું બન્યું પુતળુ અંતરથી નીરખો કોઈ ૨
માન માયા લોભ ક્રોધને અંતરથી પટકો
દાન શીયળ તપ ભાવના કેરો રાખો જરી ચટકો કોઇ ૩
અભીમાન અંતરમાં ભરી ન કરો, જુવાની લટકો
ચાર દિવસની ચાંદનીયુ છે કુટી જશે મટકો કોઈ ૪
દેશ ઉદ્ધારક એ છે સાચો ધ્યાન ધરો મનકો
નાના મોટા પ્રેમથી સૌ ફેરવો ચરખો કોઈ ૫
દેશ ગરીબાઈ એ મીટાવે, જો ફેરવે ચરખો
કહે ભોગીલાલ સુણો સજ્જન, હું ચાકર પ્રભુ ઘરકો કોઈ ૨

૩૬

# શાશનના શણગાર

## રાગ મંગળમય મહાવીર

શાશનના શણગાર માહવીર મોરા શાશનના શણગાર (ર)
જેનીજ અપરાધીનો ઉદ્ધાર કરતા, અનેક કષ્ટે શાંતી ધરતા
કરત્તા લોકોન્તર ઉપકાર, માહવીર મોરા શાશનના શણગાર(૧)
ચંદકોષી જ્યારે ચરણે ડસીયો, તો એ ક્રોધ અંતર
નવ વસીયો
પણ આખર કર્યો ઉદ્ધાર માહવીર મોરા શાશનના શ૦(ર)
ચંદન બાળા શ્રાવિકા સાચી, અડદ બાકુળા પ્રભુને અર્પી
વરતા૦તોં જય જયકાર માહવીર મોરા શાશનના શ૦(૩)
નર હત્યારો અર્જુન માલી, જેના કર્મો દીધા પ્રજાળી
ઉતાર્યો ભવપાર માહવીર મોરા શાશનના શ૦ (૪)
શાશન સેવા અધિકજ કીધી રાત દીવસ નવ નીંદને લીધી
આપ નોંધારાના આધાર માહવીર મોરા શાશનના શ૦(૫)
સેવક વંદણુ ચરણમાં ધરશો ભવોભવના પાતીક હણશો
છો ભોગીના રદય શીરધાર માહવીર મોરા શાશનના શ૦(૬)

૩૭

# સુરીશ્વર ધર્મતણા અવતાર

## રાગ (ક્યાંથી આ સંભળાય મધુર સ્વર)

સુરીશ્વર ધર્મતણા અવતાર શ્રી હિર વિજય સુખકાર સુરીશ્વર
શુદ્ધ ચારીત્ર ધ્યાનજ ધરતા અનેક જીવોને બુઝવતા.
હુતા જ્ઞાન તણા ભંડાર સુરીશ્વર ધર્મતણા અવતાર ૧
અનેક દેશામાં વીચરીને ઉપસર્ગો બહુ સહન કરીને
કીધો નીજ ધર્મ પ્રચાર સુરીશ્વર ધર્મતણા અવતણા ૨
દીલ્લી પતી શાહ અકબર પાસે આવ્યા સુરીશ્વર
અતિ ઉલ્લાસે ૩
શીષ્ય મંડળ પરીવાર સુરીશ્વર ધર્મતણા અવતાર
અહિંસાત્મક ધર્મ બતાવી શાહના દીલમાં દીધુ ઠસાવી
પળાવી જીવદયા સુખકાર સુરીશ્વર ધર્મતણા અવતાર ૪
ગૌવધ પણ બંધ કરાવી શાશન કેરો ધ્વજ ફરકાવી
કીધો મૂગા પ્રાણીનો ઉદ્ધાર સુરીશ્વ ધર્મતણા અવતાર ૫
યાત્રા તણી દીલ ચીંતા લાવી, શાહનુ દીલ જ્ઞાને પીગલાવી;
કરાવ્યા પંચપટા નીરધાર, સુરીશ્વર ધર્મતણા અવતાર. ૬
તીર્થ રસ્તા ખુલ્લા કરીને, ખુદ ધર્મ બીરદ ધરીને;
કીધો ધર્મતણો પ્રકાશઃ સુરીશ્વર ધર્મતણા અવતાર. ૭

દીલ્હી પતી શાહ વશજ કીધો, અનેક જ્ઞાને બાંધી લીધો;
શીષ્ય બન્યો તે વાર, સુરીશ્વર પર્મતણા અવતાર ૮
શાશન સેવા ખુબ બજાવી, જ્ઞાન ધ્યાનમાં કાયા વોસરાવી.
ધરતા નીરંજન ધ્યાન, સુરીશ્વર ધર્મતણા અવતાર. ૯
અનેક વિદ્યાના પુરા જ્ઞાની, દીન જનોના ખુદ વિશ્રામી;
તુજ ચરણે હો નમસ્કાર. સુરીશ્વર ધર્મતણા અવતાર. ૧૦
સુરીશ્વર આપ ચરણમાં માહરૂ, શરણ માગુ સદા હું તાહરૂ;
કહે (ભોગી) ઉતારો ભવપાર, સુરીશ્વર ધર્મતણા અવતાર. ૧૧

---

૩૮

# આર્યધર્મ ઉત્તમ કુળ.

---

રાગ ( શ્રી સ્થુલીભદ્ર મુની ગુણમાં શીરદાર )

આર્યધર્મ ઉત્તમ કુળ, પામ્યા પુણ્યથી.
શરીર નીરોગી ધન કુટુંબ પરી વારજો;
ને પરભવની પુનાઈ આભવ ભોગવો,
વૃધી થતાં ખુટે નહી તલભારજો.
આર્ય ધર્મ ઉત્તમ કુળ. ૧

તે પુનાઇનો પાયો છે ક્યા ધર્મનો,
દુખી જીવોની કરો તમે દરકારજો;

અભયદાન સમાન અવરકો પુણ્ય નથી,
ઘાતકી હાથે રે સાય જીવ અપારજો.
આર્યધર્મ ઉત્તમ કુળ. ૨

જરથોસ્તી નામાને ઉકેલી જુઓ
મહાભારત બાઇબલને કુરાનજો;
સર્વ ધર્મ શાસ્ત્રમાં દયા મુળ ધર્મનું,
જૈનોને તો દયા ધર્મ સીદ્ધાંન્તજો.
આર્યધર્મ ઉત્તમ કુળ. ૩

સહસ્ત્રપતી લખપતી કોટાધિપતી,
ઘણા વાવરો છો પરમાર્થમાં હામજો;
અભયદાન છે શ્રેષ્ટ સર્વ પરમાર્થમાં,
વધ થાતાં જીવ ઉગારો ધરી હામને.
આર્યધર્મ ઉત્તમ કુળ. ૪

દુનીયાનું પોષણ કરનારા કોણ છે,
ગાય બળદને ભેંસ જીવન આધારજો:
તે હજારોની સંખ્યામાં અરેરે કપાય છે,
દયાળુ દીલ નારડી રહ્યા છે ચોધારજો.
આર્યધર્મ ઉત્તમ કુળ. ૫

જીવદયા મંડળના સહાયક સહુ થજો,
નીજ નાણાનો કરવા સદ્ ઉપયોગ જો;

મુજ વીનતીને સ્થાન રદયમાં આપજો,
વધસ્થાને અટકાવો દેવા જોગજો.
આર્યધર્મ ઉત્તમ કુળ. ૬

૩૯

# જરી કંઈ દાન દેતો જા.

### ગજલ.

પ્રભુએ જો તને આપ્યુ, જરી કંઇ દાન દેતો જા;
ખરી છે દીનની સેવા, જરી કંઈ ધ્યાન લે તો જા. ૧
બનાવ્યા મહેલને માળા, દેખીતા ખુબ રૂપાળા;
ગરીબની ઝુંપડી ઉપર, જરી કંઈ ધ્યાન દેતો જા. ૨
ખાઓ છો માલ મીસ્ટાનો, વળી સારાંજ પકવાનો;
ભૂખ્યાની ભુખની પીડા, જરી દીલ તુંજ ધરતો જા. ૩
ઘણાજન દેશમાં દુખી, ઘણાંજન કોમમાં દુખી;
હોય જો દીલ દરીયાવતો, જરી ગુપ્તદાન દેતો જા. ૪
ફરો છો ગાડી ઘોડામાં, વળી સુંદર મોટરમાં;
પરંતુ જે પગે ચાલે, તેનો તું થાક જોતો જા. ૫
પહેરો છો મુલ્ય વાળાને, વળી વસ્ત્રો બહુ ઝીણા;
ઘણા જન નગ્ન કાયામાં, જરી શરમ ધરતો જા. ૬

તમારા દેશની લક્ષ્મી, તણાઇ જાતી પરદેશે;
થયો હા. દેશ ભીખારી, સાદાઇ કંઇ સજતો જા. ૭
આવ્યો તુ બાંધી મૂઠીએ, જવાનુ હાથ ખાલી છે;
ધરમનું બાંધવા ભાતુ, સુકૃત્ય કંઈજ કરતો જા. ૮
ગરીબોના ગળા કાપી, અનંતી મેળવી લક્ષ્મી;
નહીએ સાથમાં આવે, દયાથી દાન દેતો જા. ૯
અભીમાન ત્યાગીને બાપુ, પ્રભુની પાસ માગી લો;
સદા ઈચ્છુ જગત સેવા, ભાવના એજ ભરતો જા. ૧૦
ભોગીલાલ સાચુ બોલે છે, આડંબર ખોટો મુકીદો;
ખરી છે દુખીની સેવા, તમારો પ્રાણ અર્પી દો. ૧૧

---

દોહરો.

---

સેવા સમુ ન ધન જગમાં, સેવા ધર્મનુ મુલ છે;
સેવા વગરનું જીવવું, તે આ જગતમાં ધુળ છે;

---

૪૦

# કર્મ કરે વો કોઈ નવ કરશે

---

રાગ લાવણી

કર્મ કરે વો કોઇનવ કરશે બીના કરમ નહી હોનેગા (એ. રાહ)
કર્મકુ શર્મ હેં ન જરીએ કર્મ કરે વોહ હોવેગા. કર્મ ૧
પાંચ પાંડવા દેખો દ્રોપદી દેખો દાખલા શાસ્રોકા
બાર બરસ વનવન મે ભીટકે દેખો દાખલા કર્મોકા કર્મ ૨

રાજા નળ ઓર દેખો દયમંતી દેખો દાખલા ધર્મોકા
બાહુક બનકે રાજા ભમીયા દેખો દાખલા કર્મોકા કર્મ ૩
રાજા હરીશ્ચંદ્ર ઓર તારામતિ રોહિત પુત્ર તુમ પીછાણો
કર્મ કે લીયે રાજા હરીશ્ચંદ્ર ભંગી કે ઘર વેચાણો કર્મ ૪
લંકાગઢ કો રાજા રાવણ દેખો સતી મંદોદરી રાણી
કરમકે લીયે રાજા રાવણ પળમે હુવા ધુળધાણી કર્મ ૫
રામ લક્ષમણ દોનું બંધવ દેખો દેખો સતી સીતા નારી
ચૌદ વરસ વનવન મેં ભીટકે કરમકી ઘટના હે ન્યારી
કર્મ ૬

કર્મે શેઠ શાહુકાર કહેલાવે કર્મ ટુકડા મંગવાવે
કર્મે મહેલ મંદીર બનાવે કર્મે રહેવરાવે વનમાં રહેવરાવે કર્મ ૭
હયું જાણકે ધર્મ કરો કુછ કરો સુકૃત્ય ભાઈ તુમજગમે
કહે ભોગીલાલ સુણો મોરે સજ્જન ધ્યાન ધરો પ્રભુકા
દીલમેં કર્મ ૮

---

૪૧

# પ્રભુ તે તમોને નથી પુછવાનો

## રાગ ભુજંગી

તમે કેટલા બંગલાઓ બનાવ્યા.
તમે કેટલા દામ ગાંઠે બચાવ્યા.
ચલાવી તમે કેટલી ત્યાં દુકાનો,
પ્રભુ તે તમોને નથી પૂછવાનો. ૧

તમે કેટલી રોજ ચીરૂઠ ફુંકી.
તમે કેટલી વાપરી ચાહચ ભુકી.
તમે કેટલા ચાવતા રોજ પાનો,
પ્રભુ તે તમોને નથી પૂછવાનો. ૨

તમે કેટલી ભાઈ ભાષા ભણ્યા છો
બી. એ. એલ, એ. એમ. બી. શું થયા છો
થયા છો જેપી ચાંદ. સી. આઈ. ઈનો
પ્રભુ તે તમો ને નથી પૂછવાનો ૩

કઈ જાતના પહેરતા બુટ જોડા.
ઘરે રાખતા કેટલા ગાડી ઘોડા.
હતા કેટલાં ઢોર ને ગાડી વાનો.
પ્રભુ તે તમોને નથી પુછવાનો ૪

કઇ જાતના બાળતા ઘેર લેમ્પો,
કઈ જાતની વાપરી પ્રેસકેપો.
બીજો દ્રેસ કેવો હતો પહેરવાનો,
પ્રભુ તે તમોને નથી પૂછવાનો. ૫
તમે નાટકો કેટલા ખેલ જોયા,
તમે સટ્ટામાં કેટલા દામ ખોયા.
લીધો લ્હાવ શું સટ્ટામાં જીતવાનો,
પ્રભુ તે તમોને નથી પૂછવાનો. ૬
મુલાકાત લીધી તમે હોટલોની,
ઘણી ગરદનો ભાગી છે બોટલોની.
લવેન્ડ અને સેન્ટની શીશીઓનો,
પ્રભુ તે તમોને નથી પૂછવાનો. ૭

ઉન્હાળે હવા સારૂ કયા ઠામ જાતા,
તમે રેલ્વે માં કયો વર્ગ લેતા.
કરી કેટલી બીજબાની જુવાનો,
પ્રભુ તે તમોને નથી પૂછવાનો. ૮
ગરીબો તણુ શુ તમે દુખ લીધું,
ગરીબો તણુ શુ તમે હીત કીધુ.
દઇ અન્ન પોસ્યા ભૂખ્યા ઈનસાનો,
પ્રભુ તે તમોને નથી પૂછવાનો. ૯

દોહરો.

પ્રેમે પ્રભુ શુ પૂછશે તે વાંચીને ભુલસો નહી,
ખાલી મોજ સોખમાં પડી દેવા દાનને ચુકશો નહી.

લી. ભોગીલાલ.

---

૪૨

# જગતમાં શું ચડવુ સરકાર

સમજજો શાણાઓ. નરનાર. જગતમાં શું ચડવું સરકાર
નથી તેમાં સાર જરી લગાર, જગતમાં શુ ચડવુ સરકાર.
વાદી વકીલની પાસે જાએ, સલાહ લેવા સુખકાર
કેસની વાત તો પછી બોલે, પહેલા માગે કલદાર.
જગતમાં. ૧

ઘણા વખતની બેઠક હોએ. શરમ મળે ન લગાર,
પૈસા આપણા વકીલ લીયે, બને જુઓ સાહુકાર.
જગતમાં. ૨

પૈસા ખરચી ટાંપા ખાવા. તે આજ કેળવણી પ્રતાપ
ખાઈ પૈસા વકીલ ઘેરે બેસે. ધક્કા ખાઈએ દીનરાત.
જગતમાં. ૩

વાદી પ્રતિ વાદી ભેગા મળતાં, કેસ કોરટમાં જાય,
સચી વાત ભલે હોય વાદીની. છતાં કેસ માર્યો જાય.
જગતમાં. ૪

કારકુન માગે બેલીફ માગે, જાણે કર્યો ઉપકાર,
છેવટ વકીલના નોકર માગે. માગે સૌ કલદાર.
જગતમાં. ૫

શાક્ષી લેવા ભથ્થુ ભરવા. રખડીએ દીનરાત,
છતાં ન શાક્ષી આવે ત્યાં તો, પડે વકીલની લાત.
જગતમાં. ૬

સઇની સાંજ અને મોચીનુ વહાણું. મુદતો એવી જાય.
કોરટ દવારે ધક્કા ખાઈ. ટાંટીયા તુટી જાય.
જગતમાં. ૭

કરમ સંજોગે કેસ જીતેતો, વકીલ ઘણો કુલાય.
વાદીને કહે કેવો જીતાયો. ઇનામ લેવા લલચાય.
જગતમાં, ૮

હુકમ નામુ થયુ વાદીનું, પ્રતીવાદી નાદાર થાય,
ફરી મહેનત બધી ધુળધાણી. એજ આજનો ન્યાય.
જગતમાં. ૯

વર મરો કન્યાજ મરો. પણ વકીલ દયા નવ ખાય,
હુંસા તુંસી કરવામાં તો, કોરટ ખીસા ભરાય.
જગતમાં. ૧૦

ધનવાનો તો કેસજ જીતે. ગરીબ માર્યો જાય.
અનુભવથી હું સાચું કહું; દામ દીયે કામ થાય.
જગતમાં. ૧૧

ઘર તીજોરી સાફ કરીને. કેસને જીતવા જાય.
કઈક કુટુંબો દેખુ નજરે, વણી માગતા થાય,
જગતમાં. ૧૨

દાહ્યા લોકો ઘર મેળે તો, કરો નીજ પંચાત.
કહે ભોગીલાલ સજ્જન માહરા. જશો ન કોઇ દરબાર.
જગતમાં. ૧૩

---

૪૩

## પ્રેમ વાખ્યા.

### દોહા.

પ્રેમ પ્રેમ દુનીયા કરે, પણ પ્રેમ શુ સ્વરૂપ છે,
સમજે તો પ્રેમ સાર છે. નહીતો ઉંડો કુપ છે. ૧
સોમળ ઘણો છે ઉજળો, રૂપે રૂડો દેખાય છે,
ખાવા જો જઈએ પ્રેમથી. તો તરત જીવડો જાય છે. ૨
રેશમ તણી જ્યાં ગાંઠ પડતી તેલની જ્યાં ધાર છે.

તુટે નહી છુંટે નહી, એ પ્રેમનો વહેવાર છે, ૩
પ્રેમ પ્રેમીને શુદ્ધ મલે. ત્યાંજ પ્રભુનો વાસ છે.
શુદ્ધ પ્રેમ જો નવ મળે, તો એ પ્રેમને ધીક્કાર છે, ૪
મ ગાંધી હાટમાં. કે હાટ દોશીડે નવ મળે.
પ્રેમની અટવી વટવવી, તે અનુભવથી જોવાય ખરે, ૫
પ્રેમ શૂરા સીંહનો. કાયરનું નહી કામ છે.
પ્રેમી સ્વર્ગે સીધાવીયા, જેના અમર નામ છે, ૬
પ્રેમે પ્રભુ પદ પામવા. જ્યાં જીંદગી આરામ છે.
શાંન્તી તણા સાગરમાં, ઝીલવવા તણુ એ. ધામ છે, ૭

**ભોગીલાલ.**

---

૪૪

# નીતીને ન્યાયથી ચાલો.

ગજલ.

તમારા લાભને ખાતર, નીતીને ન્યાયથી ચાલો,
પ્રભુની બીક રાખીને. નીતીને ન્યાયથી ચાલો, ૧
કરી ભેગી ઘણી પુંજી. કર્યા નહી ઇશને રાજી,
રહ્યા છેવટે પાજી, નીતીને ન્યાયથી ચાલો. ૨
ગરીબોના ગળાં કાપી, તમારી સાહ્યબી સ્થાપી.
એવા જોયા ઘણા પાપી, નીતીને ન્યાયથી ચાલો. ૩
જુલમનો કોરડો લીધો, દગો બે હાથથી કીધો,
રસ્તો ન ઝાલીયો સીધો, નીતીને ન્યાયથી ચાલો ૪

જુઓ રાજવી રાણા, કહેવાતા જે ઘણા શાણા,
અનીતીમાં થયા કાણા, નીતીને ન્યાયથી ચાલો, ૫

તમારી સાહ્યબી સકલ. ગરીબોનાજ લીધે છે,
હવે તો રહેમ શીખીને નીતીને ન્યાયથી ચાલો. ૬

હરામી માલ ખાવામાં કરો નહિ ઝાઝી બદમાશી,
થશેજ તેની નાલાશી, નીતી ને ન્યાયથી ચાલો. ૭

નીતીમય જીંદગી કરવા, કરો પ્રભુ તણી પરવા,
સદા ચાહો રદય ધરવા, નીતી ને ન્યાયથી ચાલો. ૮

અનીતિ માર્ગ મૂકી દો, નીતી સરીતામાં ઝીલી લો,
કહે ભોગી (એ) શીખી લો, નીતી ને ન્યાયથી ચાલો. ૯

---

૪૫

# બાવન પતાંની બાજી.

---

દોહરો

સમજો જગતના બન્ધુઓ કહો, ગંજીફો કેમ ખેલશો
શું ગુણ ગંજીફામાં શોભે, તે અંતરે અવલોકશો
ભૂલચૂકની માફીજ યાચુઃ, ગંજીફો સૌ શીખશો
ઊંધી રમત ત્યાગી જગતમાં, શુભ દાવને ખેલશો

ગઝલઃ

જગતના બન્ધુઓ મહારા સમજજો ગુણ પાનાના
જણાવું બુદ્ધિ અનુસારે કહુ છુ ગુણ ગંજીફાના ૧

( દુરી ) નું પાન પહેલું છે તમારા પુણ્ય પાપો એ
કીધું શું પુન્ય દુનીયામાં કહું છું ગુણ ગંજીફાના ૨
( તીરી ) ના ત્રણ ટેખલની તમે સોબત ન કરશો
નીંદા, ઈર્ષા, કુસંપોની ( તીરી ) એ દુર તો કરશો ૩
( ચોગા ) ની ચાર ગતીઓ અનુભવથી શીખી લેવી
માયા મદ લોભને ક્રોધે નહી જીંદગી જરી ખોવી ૪
શીયળ દાન તપ ભાવોમાં જરૂર ( ચોકા ) ને ઉજવવો
( પંચો ) તો પંચ પરમેષ્ટી હૃદયથી દૂર ન કરવો ૫
( છક્કા ) ના લેખ છઠ્ઠીના ભુસ્યાતો નહીજ ભૂસાસે
જેવી કરણી તેવી ભરણી જરૂર તે ફળ તો મળશે ૬
સત્તો ) તો કહે છે જગને શુ વ્યસન સાતે સઉ તજશો
દુરાચાર ને સદા ત્યાગી મનુષ્ય જીવન શોભાવશો ૭
( અઠ્ઠો ) તો કહે છે જગને શું કર્મ અષ્ટ નષ્ટ તો કરશો
અષ્ટમય મંગળની ભાવના હૃદયમાં તે સદા ભરશો ૮
નવો ) ગણી તે બતાવે શું ન કોઈ ટેક તો તજશો
શીયળની નવ વાડોનો જરૂર સૌ ઉપયોગ તો કરશો ૯
( દસ્સા ) ની વાત એવી છે દશે દીશાઓ ખુલ્લી છે
પરાધીનતા ગુલામીના જુઓ જીંજીર જકડી છે ૧૦

શાથી:—

ગોલ્લા જેવા કરી કૃત્યો ગુલામો સૌ બની બેઠા

શાથી:—

હુકમ તો ચાલે રાણીનો પડયા તેથી સૌ હેઠા ૧૧

કહે છે બાદશાહ છેવટે હવે સૌ સંપ તો શીખો
મળે એ સંપ શાથી ભાઇ વીચારો દીલમાં ચોખ્ખો ૧૨

મળે જો એકકો દેશજને ઐકયતા દીલમાં લાવો
હીન્દુ ને બન્ધુ મુસલમાન હવે એક દીલ સૌ થાવો ૧૩
મળે જો દેશને એકકો સ્વરાજ્ય સામું ઝટ આવે
ભોગીલાલ અલ્પ બુદ્ધિથી ગંજીફો આજ બતલાવે ૧૪

૪૬

# આજ કાલ રાજ માંહી.

આજ કાલ રાજ માંહી રાજના સમાજ મહી
કોરટોના કાજ માંહીં કેસ માર્યો જાય છે ૧
ખરાબ કામોના ખૂની ખૂટેલ વધ્યા છે બહુ
તેમાં વચ્ચે વકીલોની મોજો તો મનાય છે ૨
વાદી અને પ્રતીવાદી જઇને કરે ફરીયાદી
તેમાં પત્તરડી ઝધાય છે ૩
...નું તો સાંજ વ્હાણુ મોચીનું તો મટે નહી
મુદતોની માંહકાણો તો એવી રોજ જણાય છે ૪
વર મરો કન્યા મરો ગોરનું તો ભાણુ ભરો
વકીલો તો ફી લેવાને ખીસાઓ બતાવે છે ૫
કહે છે ભોગીલાલ સુણોને દાહયા લોકો
દીવાની કોરટ જાણે દેવાની દેખાય છે ૬

દોહરો.

અદલ ન્યાય મળે નહીં આજ ન્યાય જુદો થાય છે
સાચો કુટાય જુઠો મનાય પોલં પોલ ચાલ્યું જાય છે

૪૭

# સમજી લે શાણા.

રાગ બોલાવે કાન બોલો

સમજી લે શાણા સત્ય વચન દીલધાર
સમજી ને શુદ્ધ વીચાર સમજી લે શાણા
સત્ય વચન દીલધાર
દુર વ્યસન તજીદો ભાઇ કઈક થયા ખુવાર
દુરાચારમાં સાર નથી કંઈ સમજ સમજ ગમાર
સમજી લે ૧
જુગાર કેરા વ્યસને બાપુ નળ થયો પાયમાલ
સતી દમયંતી વનવન રખડી પાંડવ થયા બેહાલ
સમજી લે ૨
પરત્રીયાના પ્રેમે બાપુ આવ્યા ખરાબ પરીણામ
રાવણ પદમોત્તર જેવાના જૂઓને ડુબ્યા નામ
સમજી લે ૩
નીશો કદી ન કરવો ન રાખે કોઇ વહેવાર
માંસ તણું પણ ભક્ષ ન કરવું વ્યાધે રોગ અપાર
સમજી લે ૪
અનાચારના પ્રાયે બાપુ ધન આવેલું જાય
કહે ભોગીલાલ આકાની દુનીયામાં ભક્તિથી કાર્ય સધાય
સમજી લે ૫

૪૮

# સંપ કરો સુખકાર.

(રાગ) આનંદ આજ અપાર.

સંપ સદા સુખકાર, ઓ સજ્જન મ્હારા
સંપ સદા સુખકાર
સંપ ના ચાહે જેહ જગતમાં, તે નરને ધિક્કાર
ઓ સજ્જન ૧
કુસંપમાં દેશ તમારો, થયો કેવો ખુવાર
ઓ સજ્જન
દિલ્હીપતી પણ કુસંપથી ભાગ્યા, જુઓ પ્રથુ ચોહાણ
ઓ સજજન
બાદશાહી તુટી કુસંપ કલેશે, વાંચો જરી ઇતિહાસ
ઓ સજજન ૪
જુઓ મેવાડની જાહોજલાલી. કુંસંપે ગઇ તરવાર.
ઓ સજ્જન
પાંડવ કારવ પણ કુંસંપે લડીયા. સૈન્ય કપાયુ અપાર.
ઓ સજજન
કંઇક કુંટુબો કલેશના પાપે, થઇ ગયા પાયમાલ.
ઓ સજજન ૭
સંપ કરી આ જગતમાં બાપુ. સુખી બનો નરનાર
ઓ સજજન ૮

અંતર પટ પણ સત્યજ :કરજો. કરલા દેશ ઉદ્ધાર·
ઓ સજજન ૯
દેશ સેવાને સમાજ સેવા. કરો નિઃ સ્વાર્થ લગાર.
ઓ સજજન ૧૦
કહે ભોગીલાલ સંપ જયાં દેખુ, ત્યાં દેખુ મંગળ માળ
ઓ સજજન ૧૧

૪૯

# ગુજરાત અમારી ભુમી

(રાગ) અમારી ગુણવંતી ગુજરાત.

ગુજરાત અમારી ભુમી છે, આનંદ મય વિશ્રાયી ગુજરાત
ગુર્જર દેશે રણવીર યોદ્ધા, ચડતા રણમાં ઝઝુયી ગુજરાત
જસમા ઓડણ જેવી સતી, શીયળ પર ધરતી પ્રીતી
સુખ શાહુણી નવ ગણુતીતી, ગુજરાત અમારી ભુમી ૧
પરમાર વંશના જગદેવ જાણો, વચન ટેકી રજપુત પીછાનો
જેને શોભાવી નીજ જનુની, ગુજરાત અમારી ભુમી ૨
ચાવડા સોલ.કી વાઘેલા વંશો, જેના દેખાએ આજે અંશો
જેની કીર્તિ ઇતિહાસે ઝળકી, ગુજરાત અમારી ભુગી ૩
ભોળા ભીમદેવ બહાદુર રાજા, જેણે રાખી ગુર્જર માજા.
ગણુતો પ્રજા નીજ મા. બેટા, ગુજરાત અમારી ભૂમી ૪

બહાદુર કરણુ જેવા માહારાજા, જેના નામ હજુ છે તાજા.
મુંજાલ જેવા મંત્રી રહયા ગરજી, ગુજરાત અમારી ભુમી ૫

ગરવી ગુજરાતના સંતાનો. ભુલી ગયા શું સ્વઅભિમાનો
દુરવ્યસન કુટેવોમાં રહો નહી વળગી, ગુજરાત અમારીભુમી ૬

ગુજરાતના ગગ્ગા અક્ષરમાં, ગુલામી ત્યાગી દો હવે પળમાં
રંક તણી સ્વીકારોને અરજી. ગુજરાર અમારી ભુમી. ૭

ભુત કાળની સ્થીતી સુણજો. ગૌરવ ગુજરાતનુ કંઇ ધરજો
ગુર્જર બંન્ધુ વંદો માતૃ ભુમી. ગુજરાત અમારી ભુમી. ૮

ભોગીલાલ

---

૫૦

# આર્થીક સ્થીતી

---

## લાવણી મુજ ઉપર ગુજરી

---

સમજો તમે સૌભારત નરનારા (૨)
શુ ચાલે દેશમાં આજ કહો વીચારી
દુખી થયો કયમ દેશ, કહોને બાપુ. (૨)
શાથી દશા થઇ આમ વીચારો બાપુ ૧
ચુક્યા તમે તો ધર્મ તમારો ભાઇ. (૨)
ફેશનમાં ફરતી આજ હીદની માઇ.
જોને ભાન શીયળનું દીલ થકીજ ગુમાવ્યુ (૨)

શીખી પરદેશી ઠાઠ કુળ ડુબાવ્યુ ૨
આવી દશાથી દેશ થયો ભીખારી (૨)
ગુમાવ્યુ શરીરનુ નૂર કાયાને બાળી
વળી ધન ગુમાવ્યું માન ગુમાવ્યુ હાથે (૨)
ખોઈ સ્વંતંત્રા થયા ગુલામો આજે ૩
સ્વંતત્રતા લેવા ઉપાયો યોજો (૨)
કરવાને દેશ કલ્યાણ હવે તો સમજો
બની ખાદી મય શુદ્ધ આત્મા કરજો (૨)
કુસંપ કલેશ નીંદા સૌ પરહરજો
સંભારો રહૃયમાં નીત્ય દીન દયાળ (૨)
તો સુખી થશો નરનાર કહે ભોગીલાલ ૪

---

૫૧

# શીખામણના દોહરા.

૧

પરનારીના પ્યારમાં કઈક થયા ખુવાર
ચેતી ભાઇ ચાલજો નહીતો થશો બેહાલ ૧
વિદ્યા શીખો પ્રેમથી કરીને અંતર વીચાર
ભણુતર કદી ભુલશો નહી સુખી થવા સંસાર ૨
કંચન કામની ત્યાગી નહી બતાવ્યો સાધુ ડોળ
ભલું ન કીધું કોઇનું વધાર્યો પાપનો બોજ ૩
પરસ્રીના પ્યારમાં સાધુ બન્યા ગુલતાન

ભવિષ્યે શું શું થશે — તે નવ શીખ્યા જ્ઞાન ૪
રામ બોલે ઉપરથી — ભીતરથીપણ રામ
સુણે લોકો કાનથી — શું બોલે આ નામ ૫
નારી રૂપાળી દેખતાં — સૌ કોઇ લોભાઈ જાય
વીષય કેરા કુપમાં — સૌ કોઈ ડુબી જાય ૬
ધર્મ ધતીંગ વધી ગયાં — વધી ગયુ તોફાન
શું થવાનુ અવનીમાં — તે જાણે ભગવાન ૭
કંચન કામની ત્યાગેજે — ખરો તે સાધુ ધાર
સફળ કરે તે જીંદગી — વંદુ વારંવાર ૮
પાડા સમ જાડા થયા — હાથીના અવતાર
પીડ પરાઇ જાણી નહી — તે નરને ધીક્કાર ૯
શુભ શીખામણ સમજીને — વીચાર જો તત્કાળ
ચેતીને સા ચાલજો — કહે છે ભોગીલાલ ૧૦

---

## ૫૨

# દુનીયા રચી છે,

( રાગ ઉપરનો )

દુનીયા રચી છે કેવી, જુઓ સમજાવા જેવી;
ગુપ્ત વાત ન કોઇને કહેવી, પહેલી શીખામણ લેવી. ૧
દુનીયા જીત્યુ ન કોઇ, ભડવીર રહ્યા પણ રોઇ;
દુનીયાએ નાંખ્યા નીચોવી, જુઓ સમજવા જેવી. ૨
પુંઠ પરાઈ દુનીયા દેખે, નીજ અવગુણ નવ પેખે;

એવી દુનીયા નઠોરી. જુઓ સમજવા જેવી. ૩
સ્વારથમાં સગી થાતી. લક્ષ્મીથી લલચાતી
પડતી મોટાને જોઇ મોહી, જુઓ સમજવા જેવી. ૪
ગરીબને ધુતકારે, નહી આશરો કોઈ આલે;
સમજુ જુઓ વીચારી, જુઓ સમજવા જેવી. ૫
ભર્યામાં સૌ બેસે છે, ભાગ્યાને નહી જુએ છે;
એવી પાગલ દુનીયાદારી, જુઓ સમજવા જેવી. ૬
દુનીયા તણા દરવાજા બનો દીલ વહેવારે સાચા;
ધરો શુભ શીખામણ એવી, જુઓ સમજવા જેવી. ૭
જગત અપવાદ જીતી. રાખો સૌ પર પ્રીતી.
સાચવજો તમ એક નીતી, જુઓ સમજવા જેવી, ૮
દુનીયાને જીત્યા ગાંધી સૌ અવગુણને બાંધી;
લંગોટી એકજ પહેરી. જુઓ સમજવા જેવી, ૯
જુઓ સાદાઇની બલીહારી, ખાદી ધરે નરનારી;
તમ દેશ તણી બલીહારી, જુઓ સમજાવા જેવી ૧૦
કીંકર ભોગીલાલ બોલે, અંતરપટ પ્રેમે ખોલે
દુનીયા બડા શહેતાની, જુઓ સણજવા જેવી. ૧૧

---

૫૩

# હમે તો વીર પ્રભુ.

---

( રાગ બનજારાની લાવણી. )

વીર પ્રભુના બાળ. અમે તો વીર પ્રભુના બાળ.
દીગંત ડોલાવી ગજવીશું, વિશ્વે ભરીને ફાળ;

નવજીવન રગરગ ઉભરાયો જાણે તોબાળમરાળ. હમે ૧
હૃદય હૃદયથી હાથ હાથમાં ધરી પરસ્પર વ્હાલ
કુસંપ કાપી સંપ સાંકળે જકડી કોમની ડાળ. હમે ૨
ઉન્નતી યજ્ઞે બાળી અશ્રદ્ધા ઈર્ષા મહા વીકરાળ
અવિવેકની આહૂતી દેશું ભાવ દયા પ્રતિપાળ હમે ૩
કાયરતા કચરી વીચરશું નીડર કેશરી બાળ
પ્રાણ જાતાં નવ ભીરૂ બનશું ડોળવશું દીગપાળ હમે ૪
રાગ દ્વેષ સળગાવી સંયમ અંતર ભરી રસાળ
કર્મરાયની ગુઢ ગુલામી ત્યાગીશું તત્કાળ હમે ૫
પ્રાણ જાતાં પાછા નહી પડશે ખરા વીરના બાળ
રગરગ શાશન રંગ પ્રગટતાં વરશું મંગળ માળ હમે ૬
અંતર આત્મા સ્વદેશ સેવા જીવન ગલત નીમાલ્ય
સર્વ સર્મપણ કરી પાટણકર લેશું મુક્તી સ્વરાજ્ય હમે ૭
સાહીત્યનું કીધું વીવેચન પંડીત વીર વીદ્વાન
ઘણું જીવો એ બન્ધુ મહારા હીંન્દ તણા સંતાન હમે ૮
વીર પ્રભુના પગલે ચાલી બનો નીડર કેશરી બાળ
સેવા કરવા તન મનથી, ઈચ્છે ભોગીલાલ હમે ૯

---

૫૪

# વીચીત્ર જમાનો.

---

## રાગ દેશ.

વીચીત્ર જમાનો સુધારાનો આવ્યોરે વીચીત્ર. (૨)

ઘરેણા બદલે કોટ પાટલુન ઝવેરાતમાં ટાઇ
જોઇ લેજો ભાઈ દેશની ભવાઈ વીચીત્ર૧
સવારે ઉઠી સેવા બદલે બુટને પોલીસ કરતા
ધણીયાણીપર ધાક નહીને ફોગટ મૂછો આંબળતા વિ. ૨
ધણીયાણી પર ધાક નહી ને માથે છત્રી ધરતા
પોજીશનમાં રહી ઉભાઉભા મેક–વોટર તો કરતા વિ. ૩
આપ પણું જ્યારે સમજાશે ત્યારે ઉન્નતી થાશે
કહે ભોગીલાલ પ્રેમે જગતમાં ત્યારે ચડતી જણાશે વિ. ૪
ઘર વંઠયું ભકતાણુ પેઠું કુવો વંઠયો કબુતર પેઠું
ખેતર વંઠયુ હુરાયુ પેઠું દેશ વંઠયો ત્યાં ગોઢયમ પેઠુ વિ ૫

---

૫૫

# દીનોનું શું ભલું કીધું.

જન્મ પામી જગતમાં તેં દીનોનુ શું ભલું કીધું
ઘણી લક્ષમી કમાયો તું દીનોનુ શું ભલું કીધું ૧
વધારી લોભ ને તૃષ્ણા કર્યા તેં કર્મો બહુ ગાઢા
કર્યાં તે નીચ કામો બહુ દીનોનું શું ભલું કીધું ૨
બનાવ્યા ઘાટ દાગીના કયા તેં શોખ ગાડીના
ઘણી સંસારે મારી મોજ દીનોનું શું ભલું કીધું ૩
ભજ્યા નહી તેં અંતરયામી કરી કોડી તણી જીંદગી
હવે શોચો જરી દીલમાં દીનોનુ શું ભલું કીધું ૪
પ્રભુના પ્રેમમાં રહીને કરો સેવા ગરીબોની
પ્રેમથી ભોગી ચાચે છે દીનોનું શું ભલું કીધું ૫

# અજબ નવાઈ.

( રાગ–શાણા કરો વીચાર

અજબ નવાઇ નસીબની
શાણા તું સમજી લે. ( ૨ ) અજબ
કોઈ દીન મંદીર કોઇ દીનમાળા
કોઇ દીન મહેલા વાસ
એક દીવસ એવો આવશે રે
જાવું પડશે વનવાસ. શાણા તું.
કોઇ દીન હાથી કોઇ દીન ઘોડા
કોઇ દીન છપ્પર ખાટ
એક દીન એવો આવશે રે
ભુખ્યાને નહી મળે ભાત શાણા તું
માતા કહે મુજ બેટડો બ્હેની કહે મુજ ભાઈ
નાર કહે મુજ કંથડો સાથ ન આવે કોઇ. શાણા તું
કર્મ રાયના અજબ તમાસા
રંક રાય નહી ત્યાંય
કરશું તેવું ભરશું ભાઇ
ફોગટ ફટ કુલાય શાણા તું

૫૭

# સોબત પછી શા કામની

## ગજલ.

ભુપતિની સોબતે જ્યાં ભુખતો ભાગી નહી
ઓશીયાળ રહી હજુ લોકની સોબત પછી શા કામની ૧
વિદ્યા ભણ્યા બહુ હોંશથી પંડીતોની પદવી લઈ
નીજ સંતાનને શીખવ્યુ નહી વિદ્યા ભણ્યા શા કામની ૨
મોટા થયા પુન્નાઇ વડે પણ મોટાઇને સમજ્યા નહીં
દીનને પોષ્યા નહી, મોટાઈ પછી શા ક ામની ૩
ઘોડા ગાડી ઓ વસાવી સેલ મોટરની કરી
પાછુ વાલી જોયુ નહી એ સેલ પછી શા કામની ૪
લોભ તૃષ્ણા બહુ કરી લક્ષ્મી કમાયો સ્નેહથી
પરમાર્થ કંઇ કીધુ નહી લક્ષ્મી પછી શા કામની ૫
ખાધુ અને પીધુ ઘણુ બહુ માલ મલીદા હોંશથી
દીન ભુખને જોઈ નહી ખોટી વડાઇ શા કામની ૬
મહેલ માળાઓ બનાવી દીલ હોંશ પૂરી કરી
આશરો ન આપ્યો દીનને હોંશ પછી શા કામની ૭
પ્રીતે જગતમાં ચાલવા બહુ બહુ અનુભુવ શીખીયા
કહે ભોગી સમજ્યો નહી સમજણ પછી શા કામની ૮

## ૫૮

# પતીવૃતા જેણે નારી

### ગઝલ

જગતમાં સુખ સાચુ શું પતિવૃતા જેણી નારી
ખરો તે સુખી જગમાં છે પતીવૃતા જેણી નારી ૧
પતીના દુખમાં દુખી પતિના સુખમાં સુખી
સહુ ચીંતાને તે હરતી પતીવૃતા જેણે નારી ૨
પતીની જે કમાણી હોય સતી સંતોષ ત્યાં માણે
પતીનુ દુખ હરવામાં કમર કસતી સતી નારી ૩
સદા એ ઘર સુખી દેખુ નહીં જ્યાં દુખ દેખાતુ
હમેશાં સ્નેહ દીલ ઝરતુ પતીવૃતા વસે નારી ૪
સદા શુદ્ધ ભાવના ભાવે નહી ઉદ્વેગ દીલ લાવે
સદા નીજ પતીને હરખાવે પતી વૃતા ખરી નાંરી ૫
પતીને જમાડતી પ્રીતે પતી સંગ રહેતી સુખ રીતે
પતીનો પ્રેમ જપે નીત્યે પતિ વૃતાં ખરી નારી ૬
મધુર સુર મીઠડો બોલે કોયલ સમ સુરને તોલે
બોલેલુ વચન નહી બોળે પતિવૃતા ખરી નારી ૭
હશે જે ભાગ્ય શાળી તે મળે તેને આવી નારી
કહે ભોગી ભાગ્ય વિના તો મળે નહી પતિવૃતા નારી ૮

૫૯

# વચન જે બોલેલું બોળે.

ગજલ

---

વચન જે બોલેલુ બોળે, નહી તે તો મનષ્ય સમજો
જગતના સરવે શ્રોતાઓ. સોબત એ વચનીની તજજો ૧
વચનમાં રાજપાટ આપ્યાં, વચનમાં શીર ઉતાર્યા
વચનમાં જળ પથર તાર્યા, સોબત તો વચનીની કરજો ૨
વચનમાં રાણા પ્રતાપે, ઘણાં કષ્ટો સહ્યાં જુઓ
વચન કાજ ભુખ દુખ વેઠયાં, સોબત તો વચનીની કરજો ૩
વચન માટ રામ રાજાએ, જૂઓ વન વાસ ને વેઠયાં
વચન માટ રણ ઝઝુમ્યાવીર, સોબતનો તો વચનીની કરજો ૪
વચનમાં ક્ષત્રીઓ સાચા, બળીદાન પ્રાણના દેતા
વચન બોલ્યું નહી ફરતા, સોબત તો વચનીની કરજો ૫
વચનમાં ભક્ત નરસીંહે, જૂઓ ભગવાન બોલાવ્યા
વચન તો શેઠ શામળશાનું, સોબત તો વચનીની કરજો ૬
વચનમાં શુરી ક્ષત્રાણીઓ, બળીને ભસ્મ એ થાતા
ઇતીહાસે વાતો વંચાતી, સોબત તો વચનીની કરજો ૭
વચનમાં જીવતા શુરા, વચનમાં વીર એ પૂરા
ગુજારતા જીંદગી વચને, સોબત તો વચનીની કરજો ૮
કહે ભોગી હ્રદયથી તો, વચન પાળી જીવ્યો નર જે
અજવાળી કુમ જનેતાની, સોબતતો વચનીની કરજો ૯

---

૬૦

# ખરે ભવજળ તરવાને.

## ગજલ

કરો સેવાજ સંતોની ખરે ભવજળ તરવાને
મુકો મમતા જગ ખોટા, ખરે ભવજળ તરવાને ૧
હૃદયમાં શાંન્તી શીખીલો, દુરાચાર દુર મુકીદો
પ્રભુ સાથ પ્રેમ જોડીલો, ખરે ભવજળ તરવાને ૨
કમાણી તો કરો સાચી, દીનાનાથને રહો યાચી
કરો તમ ઇશ ને રાજી, ખરે ભવજળ તરવાને ૩
વીષયનાં પ્રેમ ત્યાગી દો, જીગરમાં ભક્તી સ્થાપીદો
જળાપો ખોટો મુકી દો, ખરે ભવજળ તરવાને ૪
નીતીમય જીંદગી કરજો, લબાડી ચોરીને તજજો
અહુરનીષ પ્રેમને ભજજો, ખરે ભવજળ તરવાને ૫
ખરૂંએ જીંદગી સાધન, સ્વાર્થના સહુ સગાસ્વજન
કહે ભોગી ભજો ભગવંત, ખરે ભવજળ તરવાને ૬

---

૬૧

# હળાહળ કળજુગ આવ્યો.

## ગઝલ

હળાહળ કળજુગ આવ્યો સમજજો જગતના બન્ધુ
ખરેખર સમય બદલાયો હળાહળ કળજુગ આ આવ્યો.૧

નીતીમય જે કમાણી હતી મર્યાદા સૌની સચવાતી
અત્યારે નીતી ન દેખાતી હળાહળ કળજુગ આ આવ્યો.૨
પીતૃ ભક્તિ ન જણાતી શરમ કે લાજ ગઈ ભાગી
અનીતી જીંદગી જાગી હળાહળ કળજુગ આ આવ્યો.૩
દેખીતા સંતો જણાયા સાચા પરંતુ સંયમમાં કાચા
ખરા નહી સંત દેખાતા હળાહળ કળજુગ આ આવ્યો.૪
મલાજો તો ગયો ભાગ્યો સદા રહ્યો લોભમાં રાચ્યો
વિષયમાં ચીત્તડો જાગ્યો હળાહળ કળજુગ આ આવ્યો.૫
પતિ ભક્તિ ગઇ નાશી શ્વસુર ભક્તિ ગઈ ભાગી
અજબ એ જ્યોત તો જાગી હળાહળ કળજુગ આ આવ્યો.૬
કહેવાતા શીરછત્ર પીતા અત્યારે ફાધર બોલાતા
સમયનો ખેલ બદલાતાં હળાહળ કળજુગ આ આવ્યો.૭
કહેવાતીતી સ્નેહની માતા અત્યારે મધર બોલાતી
માતૃમય પ્રેમ ગયો ભાગી હળાહળ કળજુગ આ આવ્યો.૮
કહેવાતી બ્હેન સદ્દગુણી અત્યારે સીસ્ટર કહેવાતી
મીસ્ટર સાથ પાલવે જાતી હળાહળ કળજુગ આ આવ્યો.૯
પ્રભુના નામને ભુલ્યા છેવટ એક ગોડને શીખ્યા
નીતીમય ધર્મને ચુકયા હળાહળ કળ જુગ આ આવ્યો.૧૦
કહેવાતી બાંહુય બંધવની અત્યારે બ્રધર બોલાતો
ભ્રાતૃમય પ્રમ રહ્યો જાતો હળાહળ કળજુગ આ આવ્યો.૧૧
કહેવાતી દીકરી સાચી અત્યારે ગર્લ બોલાતી
અરે શુભ ભાવના જાતી હળાહળ કળજુગ આ આવ્યો.૧૨
હતા રાજા ખરે કેવા પ્રજાના પ્રતીપાળ સાચા
અત્યારે ભક્ષક એ થાતા હળાહળ કળજુગ આ આવ્યો.૧૩

હતા સુગાળ આગળ તો અત્યારે કાળ સદા પડતો
હૃદયનો પ્રેમન ઉછળતો હળાહળ કળજુગ આ આળયો૧૪
દેખ્યા સાંધુ ને સન્યાસી દુરાચારે રહ્યા રાચી
મતી નહી શુધ દેખાતી હળાહળ કળજુગ આ આ૦યો.૧૫
પાખંડી લોક પુજાતા ધર્મી ધક્કાઓ ખાતા
કહે ભોગી જૂઠી દુનીયા હળાહળ કળજુગ આ આ૦યો.૧૬

---

૬૨

# ( ભકતીવશ ભગવાન )

---

ભક્તી વશ ભગવાન જગતમાં ભકતી. એ ટેક
સુદ્ધ ભકિતના પ્રેમમાં જુઓ ભકતોની પાસમાં રહેતા હરી
નરસીંહ ભક્તની ભક્તિ અનોભમ, વશ થયા કૃષ્ણ મુરારી
ભક્તિ વશ ભગવાન ૧
મીરાં દેવીની ભક્તિ સાચી ટેક રહયમાં દીલ ધરી
અનેક કષ્ટો પડતાં તોએ ભૂલા નહી શ્યામ હરી
ભક્તિ વશ ભગવાન ૨
શેઠ સગાળશા ભક્તિ જીવનમાં રહેતો સદા ગુલતાન
કુંવર કેલઇયાના શીશનુ એતા દેતો બળીદાન
ભક્તિ વશ ભબવાન ૩
સુદ્ધ જીવનમાં શુદ્ધ વીચારે ગ્રહો વીદ્યાનુ જ્ઞાન
કહે ભોગી ભક્તી વીણુ જીવ્યું પશુ સમાન
ભક્તિ વશ ભગવાન ૪

---

૬૩

# ( માટીનું પરાવર્તન. )

૧

શ્રીતાજનો અગાડી માટીનું પરીવર્તન વાંચવા રજુ કરૂ છું તો આશા છે કે વાંચી વીચારી મનમાં મનન કરશો તેમાં ખસુરા કરી દરેક બ્હેનોને આ માટી ઉપર ખાસ ધડો લેવાનો છે અને પ્રેમ મય મુર્તીનું દીગદર્શન માટી કેવી રીતે કરાવે તેનો ખ્યાલ દરેક હીંદની રમણી કરશે તો જરૂર ભાવીની પ્રજામાં જરૂર શુદ્ધ નીતી અને વહેવારનુ જ્ઞાન આવશે. લેખક.

### દોહરો.

શુદ્ધ નીતી શુદ્ધ વર્તન. શુદ્ધ ચારીત્ર શોભતુ
શુદ્ધ દર્શન શુદ્ધ પ્રેમ મય. શુદ્ધ જીવન અવલોકતું
શુદ્ધ પતિ ભક્તો ભલી. માટીમાં જેમ શોભતી
અનેક કષ્ટે પ્રેમ મુર્તી, નહી ટેકને એ છોડતી.

### ગઝલ.

ખરેખર ગુણુ માટીના અલૌકીક જ્ઞાન આપે છે,
પતિ ભક્તિ તણોં પ્રેમે ખરેખરો ખ્યાલ આપે છે. ૧
પ્રજાપત છે પતિ તેનો નહી કાંઈ જ્ઞાન દેખુ છું.
છતાં શું ભાવના સતીની માટીના ગુણુ બતાવું છું ૨
કુંભાર લઇ હાથ કોદાળી જાએ છે ખોદવા માટી,
લાવીને તેણે નાખીને, માટીનાં ગુણુ બતાવું છું ૩

જમાન પર તેને પટકે છે પાણીમાં ખુબ ગુંદળે છે.
બનાવે પીંડ ત્યાં તેણે માટીના ગુણ બતાવું છું, ૪
ચડાવે ચાકડા. ઉપર ચોરાશી ફેરવે ફેરા.
બનાવે ઘાટ ત્યાં તેનો માટીના ગુણ બતાવું છું, ૫
થયો જ્યાં ઘાટતો તૈયાર છતાં નહી ક્રોધ તો કરતી.
પતિ ભક્તિ રદય ભરતી માટીના ગુણ બતાવું છું ૬
જુલમ ખમતી સતી પોતે છતાં નહી ક્રોધ લાવે તે
ખરેખર સાચી રમણી એ માટીના ગુણ બતાવું ૭
અત્યારની રમણીઓ એવી પતી પ્રેમને ધોઈ નાંખ્યો
શીખો પ્રેમ માટીના જેવો માટીના ગુણ બતાવું છું, ૮
થઈ નથી શીક્ષા તો પૂરી હજુ તો રહી છે અધૂરી.
પતિ ભક્તીમાં એ શુરા માટીના ગુણ બતાવું છું. ૯
થયો જ્યાં ઘાટ કાચો ત્યાં પછી શીક્ષા લાકડની,
દયાજનક દશા તેની માટીના ગુણ બતાવું છું, ૧૦
થયો જ્યાં ઘાટતો (તૈયાર) પછી ગુસ્સે પતી તેનો.
દયા કે રહેમ નહી ધરતો માટીના ગુણ બતાવું છું, ૧૧
ધખાવી ખુબ અગ્નીને રદય પાષાણ બનાવીને.
ઝુકાવી ને ભાડે તેને માટીના ગુણ બતાવું છું, ૧૨
ખરેખર દેવ મુર્તીએ ખરેખર સાચી રમણીએ.
જનતાની કુખ શોભાવીએ માટીના ગુણ બતાવું છું, ૧૩
ઝુકાવી કાયા અગ્નીમાં સીતા સતીનો ખ્યાલ આવેછે.
પાળી આજ્ઞા પ્રભુ રામની માટીના ગુણ બતાવું છું, ૧૪
ધોબીનુ મેણુ સુણીને ખરેખર રામ ચમકે છે.
હજુ છે વહેમ સતીનાપર માટીના ગુણ બતાવું છું, ૧૫

પતીનો હુકમ મળતાં ત્યાં કાયા અગનામાં ઝુકાવી.
સતિત્વ શુદ્ધ બતલાવી માટીના ગુણ બતાવું છુ, ૧૬
પતિના શુદ્ધ ભક્તિમાં અનળ શીતલ કર્યો જેણે
દીપાવ્યુ નામ દુનીયામાં માટીના ગુણ બતાવુ ૧૭
એવી છે શુદ્ધ સતી માટી પતીના પ્રેમના માટે
પતિ ભક્તીજ શીર સાટે માટીના ગુણ બતાવું છું, ૧૮
અનેક કષ્ટોજ વેઠીને આવી અગ્ની થકી બ્હારે.
છતાં રહેતી સદા હસ્તી માટીના ગુણ બતાવુ છું, ૧૯
થયો ને ભાડો જ્યાં તૈયાર પ્રજાપત શુ વીચાર કરતો.
બોલાવુ ગામની નારી, માટીના ગુણ બતાવું છું. ૨૦
સકળ જ્યાં ગામની બ્હેનો. મટુકી લેવા આવે છે,
ટકોરા મારીને જોતી, માટીના ગુણ બતાવું છું. ૨૧
પતિના પેટને માટે સતી ટુંબા કેવા ખમતી;
છતાં નહી દુખ દીલ ધરતી માટીના ગુણ બતાવું છું, ૨૨
પતીપર પ્રેમ બતલાવવા જગતને શું તે સુચવતી,
વેચાતી પેટ પતી માટે માટીના ગુણ બતાવું છું. ૨૩
અનેક કષ્ટોજ વેઠીને પતીની સેવા કરી કેવી,
ટકે પૈસે તે વેચાણી માટીના ગુણ બતાવું છું. ૨૪
હરીશ્ચંદ્ર સત્યવાદીની પત્નીવૃતા સતી તારા,
પતીની ટેક સાચવવા માટીના ગુણ બતાવું છું. ૨૫
વેચાણી એ સતી તારા પતીની ટેકને માટે
એવી આ છે સતી મારી માટીના ગુણ બતાવું છું. ૨૬
લઇને મટુકી નારી કુવે જળ સીંચવા જતી
રદય દુષ્ટા બ્હેનો તે માટીના ગુણ બતાવું છું. ૨૭
ગળામાં ફાંસો નાંખીને કુવામાં દેતી તે પાસી,

છતાં ને જગતને જળપાય માટીના ગુણ બતાવું છું. ૨૮
શીયાળુ મોસમની મટુકી ઉનાળે શીતળ નીર પાતી
કહેવાતી બ્હેન સુઘડ તે માટીના ગુણ બતાંવું છું. ૨૯
કરી સેવા ઘણી તેણે છતાં નહી બોધ કોઇ લેતું
અહાહા શું ભાવના તેની માટીના ગુણ બતાવું છુ. ૩૦
છેવટમાં ઠેસ વાગતાં મટુકી ફુટી જાએ છે;
છતાં કંજુસ બ્હેનોએ માટીના ગુણ બતાવું છું. ૩૧
છોડે નહી કાંઠલો તેનો ભઠ્ઠી ચૂલાની ત્યાં મૂકે
કરે સેવા દયા નીતે માટીના ગુણ બતાવું છું. ૩૨
સાચવે રસોઇ રાંધેલી ચડે નહી જીવ કે જંતુ,
દાઝે છે પીઠ બીચારાની માટીના ગુણ બતાવું છું. ૩૩
ખરી એ જીવ દયા તેની દયામય સૌ બનો એવા,
ફરજ એ પુરૂષની કીધી માટીના ગુણ બતાવું છું. ૩૪
છતાં નહી શીક્ષા પૂરીથાય દશા શું છેવટમાં બનતી,
છોડે ન ઠીકરી બ્હેની માટી ના ગુણ બતાવું છું ૩૫
લઈને ઠીકરી તેની ભંગીનું કામ સુંપે છે,
વાળે છે વિષ્ટા બીચારી માટીના ગુણ બતાવું છું. ૩૬
છતાં નહી ક્રોધ એ કરતી ક્ષમાની ઢાળ દીલ ધરતી
જગતને સેવા બતલાવતી માટીના ગુણ બતાવું છું ૩૭
અરે ઓ જગતના લોંકો વીચારો ગુણ માટીના,
વીચારી ને કરો સેવા જોઈને ગુણ માટીના ૩૮
અવલથી કે આખર સુધી રગોરગ ભાવના સાચી
સેવા મુજ ધર્મ સાચોછે સંભારો ગુણ માટીના, ૩૯

જગતની બ્હેન સુશીલ એ પતિભકિત ધરે હૈયે,
અનેક કષ્ટે ન છોડે ટેક જોઇને ગુણ માટીના ૪૦
જુલમ છોને પતી કરતો સતી પ્રેમ નહી ભુંસાતો
અલૌકીક આનંદ દેખાતો જુઓને ગુણ માટીના. ૪૧
અલ્પ બુદ્ધિ થડી કાવ્ય રચ્યું મેં દીર્ઘ દૃષ્ટીથી
જગતના બ્હેન બન્ધુઓ સમજજો ગુણ માટીના ૪૨
નમાવું શીર શારદાને નમાવું સીર જનેતાને
ભોગીલાલ સદા ચાહે છે કેળવવાં ગુણ માટીના, ૪૩

---

૬૪

## કાષ્ટના ગુણ.

### ભજન.

સા ભાઈ સુણો સજજન મોરા,
દેખો ગુણ વો લકડીકા.
જીસ વખત તોરા જનમ હુવા જબ
દેખો ઘોડીયાં લકડીકા. એ ટેક
વીવીધ જાતકા લાયા રમકડા,
વોહી રમકડા લકડીકા;
જીસ વખત તોરા જનમ હુવા જબ
દેખો પારણા લકડીકા. સૌ ભાઈ. ૧
પાંચ વરસકી હુઇ ઉંમર જયાં
ગએ પઢને નીશાળ ભણી
વીવીધ જાતકી લાયા પાટી
લાયા લેખન લકડીકા. સૌ ભાઈ. ૨

આઠ વરસકી હુઇ ઉંમર જયાં
હુઇ જ્ઞાત જયાં બળ ભેળી
કીયારે સગપણુ દીયારે શ્રીફળ
વો બી શ્રીફળ લકડીકા સૌ ભાઇ. ૩

બાર વરસકી હુઈ ઉંમર જયાં
તેર વરસ હુવા ભારી;
વીવીધ જાતકા બન્યા માંડવા
હુઈ લગનકી તૈયારી. સૌ ભાઈ. ૪

આરે ઘોડે પર ચડે વરરાજા
ઢળ્યા વીંઝણા લકડીકા;
આયે સાજન બેઠે પાટ પર
વહેંચ્યા શ્રીફળ લકડીકા. સો ભાઇ. ૫

આએ સાસુ જયાં પુંખન પુંખને
વો બી પુંખન લકઠીકા;
ગએ માંહરે બેઠે વર—વહુ
ઢળ્યા બાજોઠ પણ લકડીકા સૌ ભાઈ. ૬

લાએ વાંસડા બાંધી ચોરી
વો બી વાંસડા લકડીકા
ચાર મંગળકા ફેરા ફીરા જબ
બાંધ્યા મીંઢળ પણ લકડીકા. સો ભાઇ. ૭

લાએ સોપારી કીયા ટુકડા
ઝાડ સોપારી લકડીકાં;
એકી બેકી જયાં ખેલે વરરાજા
દેખો તમાસા લકડીકા સૌ ભાઈ ૮

ગએ મહેલમાં ચડે વરરાજા
ઢલ્યા ઢોલીયા ચાંદ્રીકા
વીવીધ જાતની નકસી બનવાઇ
વોહી મઢેલા લકડીકા સૌ ભાઈ ૯

આ એ ઘડપણ ગીરા દાંત જબ
લીયા ટેકા પણ લકડીકા
આ એ કાળ જમાં ચડે છાતીપર
ઢલ્યા ડોલીયા લકડીકા સૌ ભાઈ ૧૦

લાએ વાંસડા બાંધી ઠાઠડી
વોહી વાંસડા લકડીકા
લાએ શ્રીફળ લાએ સુખડ
લાએ ખાપટા લકડીકા સા ભાઈ ૧૧

કુટુંબ કબીલો કોઇ નહી તોરો
નહી હેં તારો સગીરે માઇ
કહે ભોગીલાલ ચુણો મોરે સજ્જન
છેવટ જલાયા લકડીકા સૌ ભાઇ ૧૨

---

૬૫

# બનાવ્યું પાનનું બીડું.

---

### ગજલ.

બનાવ્યુ પાનનું બીડુ પીયુને આપવા માટે
જમાવ્યુ કાથા ચુનાથી પીયુ રીઝાવવા માટે ૧
નસો કાઢી બરાબરની રસીલું પાન સાફ કીધું
અંતરપટના ઉમળકાથી બનાવ્યુ પાન પીયુ માટે ૨
ખરેખર રંગ તંબોલનો ભક્રી ધુવે નહી જાતો
સદા એ પ્રીત નીભાવવા બનાવ્યુ પાન પીયુ માટે ૩
સૂઙગુણી બેનપણી તેની સોપારી કાતરી સારી
લવીંગ નાંખી કરી બીડી બનાવ્યું પાન પીયું માટે ૪
અનમોલી પાનની બીડી બતાવે પ્રેમની સીડી
રેલવવા પ્રેમ સરીતાને બનાવ્યુ પાન પીયુ માટે ૫
સુકોમળ હસ્તથી કીધું પીયુના મુખમાં દીધુ
અધરામૃત પાન તો કીધુ બનાવ્યુ પાન પીયુ માટે ૬
ખરેખર લાહવો સંસારનો ટકાવવા પ્રેમ પીયુ તણો
સદા મુજ પ્રેમનો સોનો પીયુ રીઝાવવા માટે ૭
ખરેખર પાન અણુમોલુ અંતરપટ જઈને ખોલું
સદા પ્રેમે વચન બોલુ પીયુ રીઝાવવા માટે ૮
ખરેખર રંગ અંતરનો નહી એ રંગ ઉપરનો
જમાવ્યો રંગ પ્રેમજનો પીયુ રીઝાવવા માટે ૯

મસાલો પ્રેમથી નાંખી અજબ સ્વાદીષ્ટ મેં કીધુ
સદા તરૂ પ્રેમ સરીતામાં પીયુ રીઝવવા માટે ૧૦
જગત નરનારી સૌ સમજો ઉપરનો પ્રેમને તજજો
અહનીશ પ્રેમમય બનજો સંસાર નીભાવવા માટે ૧૧

---

૬૬

# કસ્તુરી છે રંગમાં કાળી.

---

### ગઝલ

કસ્તુરી છે રંગમાં કાળી છતાં એ છેજ ગુણવાળી
વીચારી ગુણ વસ્તુના સૌ ગુણ ગ્રાહી તો બનજો ૧
ખરેખર રૂપમાં નહી ગુણ સદાગુણમાં મોહીત બનજો
સ્વારથ મય પ્રેમ વીસરજો સૌ ગુણ ગ્રાહી તો બનજો ૨
સોમલ છે ઉજળો કેવો સંગત કરતાં હરી લે પ્રાણ
સમજજો સૌ ચતુર સુજાણ સૌ ગુણ ગ્રાહીતો બનજો ૩
ભલે હોય રંગમાં ગોરી ભલે હોય રંગમાં કાળી
છતાં જો હોય ગુણવાળા સૌ ગુણ ગ્રાહી તો બનજો ૪
ખરેખર કાગ ના સંગે કદાપી હંસજો આવે
બગાડે હંસની જીંદગી સૌ ગુણ ગ્રાહી તો બનજો ૫
વચન મીઠા ઘણા બોલે ઉપરનો ડોળ બતલાવે
સ્વારથમય સોબત તજીને સૌ ગુણ ગ્રાહી તો બનજો ૬
મજીઠનો રંગ ને ધોતાં નહી ભટ્ઠી થકી જાતો

અભીમાન ઉંચું મુકીને સૌ ગુણ ગ્રાહી તો બનજો ૭
વીષયના પ્રેમની ઇચ્છા શરીરમાં ઝેર રેડે છે
એવા પીશાચ પ્રેમ ત્યાગી સ ગુણ ગ્રાહી તો બનજો ૮
ખરેખર જીવન દુનીયામાં સદા સંતસંગથી શોભે
જીવનને શુદ્ધ કરવામાં સૌ ગુણ ગ્રાહી તો બનજો ૯
કહે ભોગી રહ્દયથી એજ ભલે કાલી છે કસ્તુરી
છતાં છે જીવન દેનારા એવી સોબત સદાકરજો ૧૦

---

૬૭

## પીપળાના પાન પર

---

ભજન.

પીપળાના પાન પર બેઠા પંખી દોય રે જી જી જી
તેમાં ગુરૂ ચેલો એક બન્ને જ્ઞાનથી જોયરે જી જી જી
પીપળાના

અગ્નીમાંથી જળ પ્રગટયું મોભે પોચ્યા પાણીરે–
ભાઇ મોભે પોચ્યા પાણી
ગાયની કુખેથી મોટા સીંહણ વી, આણીરે જી જી જી
પીપળાના ૧

દોનારીને ખીલો દુવે ભેંસ બેઠી રૂવે રે ભાઇ ભેંસ
બેઠી રૂવેરે

સતીતો વેશ્યા ખાટે જુગારીથી સુવેરે જી જી જી
પીપળાના ૨
રાજાતો પ્રજાથી બ્હીવે અંધારૂ તો દીવરે
ભાઈ અધારૂ તો દીવેરે
અજવાળુતો અંધ દેખે સઈને સોય સીવેરે જી જી જી
પીપળાના ૩
તીલો તો ઘાણીને પીલે અવળી આ છે વાણીરે
ભાઇ અવળી ચાલે વાણી
બુદ્ધીસાગર એમ બોલે દુનીયા દીવાનીરે જી જી જી
પીપળાના. ૪
શ્રીમદ ગુરૂ બુદ્ધીસાગર.

---

૬૮

# સામુદ્રીક દોહરા

## દોહરા

લંબી ભુજા વીચીત્ર નર છોટો ભૂજકો દાસ
હોય શુશીલ સોહામણો નહી સ્તુતી વો પ્રકાશ ૧
લંબી ભુજા જો દહાની સુરૂમા બડા સુજાન
બાંહે ભુજા લંબી રહે મહા કાયર પહીચાન ૨
ચા. નરકે કર દેખીએ કુણાકાર સો હોઇ

ધન સંગ્રહ ભોગી સુખી વહ જાનો સબ કોઈ ૩
વા નરકે કર દેખીએ પત્ર કારસો હોય
રાજા ભોગ સો નર કરે યહ જાનો સબ કોય ૪
યા નરકે કર દેખીએ મંડવા કારસો હોય
નીત્ય ગુલામી વો કરે યહ જાનો સબ કોય ૫
લાલ નખ જો પુરૂષ કો ભોગી સુખકી ખાના
પુત્રવાન ધનવાન ગ્રહ ઓર હોય સન્માન ૬
નખ કાવો જો પુરૂષકો વાકે હોય કુશીલ
મહા દુખી સો જાનીયે સબસેં રહે દુલીલ ૭
શ્વેતો નખ જો પુરૂષકો બડો દુખીવહ કોઇ
જ્વર પીડા વ્યાપે સદા સુખી ન હોવે સોઈ ૮
પીતવર્ણ નખ પુરૂષકો સો પરદેશ કમાઈ
નહી ઘરબારમાં રહે ચીંતા કે વશ થાઇ ૯
લાલ પણ નખ પુરૂષકો તેજ વંતશો હોઇ
મહાસુખી સોજા નીચે શુભ લક્ષણ સબકોઇ ૧૦

---

૬૯

# સામુદ્રીક દોહરા

## દોહરો

---

એક ચક્ર વાચાળ ખાને દુઇ ચક્રે ગુણવંત્ત બહુજાને
તીન ચક્ર વાણીજ્ય ધન હોવે ચાહી ચક્રસો દારીદ્રજન જોવે ૧

પાંચ ચક્ર સર્વંગ બીલાસા છટ્ટા ચક્ર રસકામ હુલ્લાસા
સાત ચક્ર બહુ સુખકો સાજા આઠ ચક્ર રોગી તન કાજા ૨
નવ ચક્ર સો રાજા કરે દશચક્ર તે સાદ્ધા પગુધરે
એક સંખ સુખી કરાઇ દ્વીતીય સંખ દરીદ્ર કે ભાઈ ૩
તતીય સંખ નીર્ગુણ વખાણે ચારી સંખતે ગુણ બહુ જાને
પંચ શંખ તે નીર્ધન હોઇ છઠ્ઠા સંખ જાને સબ કોઇ ૪
સાત આદી અરૂઅંત દશ ઇતને શંખ જો થાય
રાજા કહીયે દાસકો ચાલે નીશાન બજાય ૫
એક શીપ ગુણવંતજુ હોહી દુહી શીપ વક્તા જગ મોહી
તીન શીપ ધન સંગ્રહ કરે ચાર સીપ યશ ગુણ બહુ ધરે ૬
ચાર શીપ તે આધક જો દશ પર્યંત યદી હોય
રૂદ્ધિ સીદ્ધિઓ સુખ કરે મહા પુરૂષ જગ જોય! ૭
પહુંચે રેખા ઇક યદી હોવે રાજ્યભોગ સુખ શેંહાલ સોવે
રેખા પહુંચે દુઈ યદી જાનો વકતા ગુણી ધનવંત વખાણો ૮
તીન રેખા જો પહુંચે જો દેખો મહા સુખકર્તા જગ લેખો
ચારી રેખા પહુંચે કે ભાઈ બડે કષ્ટ દુખી જગ જાઇ. ૯

---

૭૦

# પુરૂં સુખ ક્યાં છે.

ગઝલ

સુખી થાવા કદી તારૂ રાખે જો ઉરઈ છે તો
જરા પણ વાસના કરજે ટદી સારા નકારાથી. ૧
હવામાં એકલો રહેજે રદય દૃષ્ટિ કરી ખુલ્લી;
જગત પડદો બધો દેખીશ તું ત્યાં શાંત વૃત્તિથી ૨
હવા આ ઉષ્ણ વહતી જે જગતના પ્રાણીઓ માટે
રદય તારૂ નહી સહશે બન્યું જો કુમળુ પ્રેમે ૩
ઘણા ઝેરી અને તીણા ભર્યાં છે કંટકો તેમાં
ભુલ્યો તો વાગશે ઊંડા પછી શું થાશે તારાથી ૪
પ્રણય ન એ કદી સાચો થતો જે દૃષ્ટિના પડમાં
ખરેખર ઝેરના ઝરણા વખત જાતાં વહી રહેશે ૫
ગરીબ કે રાંક ન થાતો કદી સંયોગ ના મળતા
પ્રભુના પ્યારમાં સઘળુ અહો અદૃષ્ય સીધું છે ૬
અહો શાંન્તી તણી મુર્તી ખડી એકાદી ત્યાં થાશે
નહી પરવા જરી રહેસે જગતના દષ્ય જોવાને, ૭

૭૧

# દગો

ગઝલ

અયે કાતિલ અરે જાલીમ ભૂલાવી પ્રેમના પંથે
ખરાબી તો કીધી માહરી રહી નહી કાંય મને માલુમ ૧
ગણી મહબુબમેં મહારા બધી ગુફ્તે તો કહી જીગરે
અરે પૂરા બખીલ હોશો રહી નહી કાંય મને માલુમ ૨
ખુદાની શુક્ર કરનારા તણા લેબાસમાં ભાળી
જીગરને સોંપવા ચહાતા પડી નહી કાંય મને માલુમ ૩
છુપું આવેશમાં ખંજર હશે રાખ્યું ધરી હસ્તે
કદમ બોસી અરે કરતાં પડી નહી કાંય મને માલુમ ૪
અમીના આ ભર્યા પ્યાલા હશે શું (જહર) ની જરૂરી
ઉઠાવી દસ્ત યે પીતા પડી નહી કાંય મને માલુમ ૫
અરે ખૂની અરે જાલીમ તમો શું જૂલમના અંગાર
અરેરે રેડશો મોં પર પડી નહી કાંય મને માલુમ ૬
હવે પરવા નથી રહેતી ભલે ચાહો કરો તવુ
રહી ગરદન કરો ટુકડા કહી લ્યો જીવનુ બહેતર ૭
હમારા એશનો પડદો પ્રભુના પ્યારમાં ઝુકયો
નથી કંઈ જીસ્મનીજ નફસ કરી લે જો ચાહો તેવું ૮

...........

૭૨

# સહન કરતાં શીખો.

ગઝલ

પરમ શાંન્તી અને ધીરજ તણાં પહેરી અરે બખ્તર,
સહા એ કે સહાયે ના ખરેખર ઇષ્ટ સહેવું તે. ૧
ભલે ભાલા કદી તીખા મૂળોમાં પહોચી ભોંકાતા
સહન કરતાં પડે અશ્રુ પરંતુ ઇષ્ટ સહેવુ તે. ૨
હૃદયમાં ખાર રેડાતો જગત કે કર્મના યોગે,
બળી જાતી બધી ખાલા પરંતુ ઇષ્ટ સહેવુ તે. ૩
ભૂલા એ કે રૂઝાએ ના જીગરના મર્મ આઘાતો
પીડા દેતા ઘડી ઊંડી પરંન્તુ ઇષ્ટ સહેવું તે. ૪
હૃદયમાં ઊભરા આવે હૃદયને કત્લ કરનારા,
ઊન્હાં આંસુ પડે તુટી પરંતુ ઇષ્ટ સહેવું તે. ૫
ગમે તેવુ થતુ ઊરે ગમે તેવુ ભલે આવે,
પરંતુ એ ગણી પ્યારૂ હૃદયથી ઇષ્ટ સહેવુ તે. ૬
અરે એતો કસોટી છે જગતની પાર જાવાને
હૃદય થાકી જશે જોતો પછી જયશ્રી નહી મળશે. ૭
થઇ બહાદુર થવું સ્હામુ હૃદયની ફર્જમા નીને,
થતાં પાછા જશો પાછા હમેશાં બશ પછી પાછા. ૮

.........

૭૩

# ભોળા ભૃંગને.

.........

ગઝલ

અરે રે ભૃંગ ઓ ભોળા ચમનમાં શીદ જવા ચ્હાહે
ખીલ્યુ તું પુષ્પ કાલે જે ગયુ કરમાઈ તે આજે ૧
પ્રસરતીતી સુગંધી જે હવે તે તો નથી તેમાં
દીલાસો લે હવે ઉરથી કદી નીરાશ થાએ તો ૨
થવુ જે ભાવીનુ છે તે નથી તે હાથ તારામાં
પ્રભુની મ્હેર જો હોએ હવે લે હર્ષ બીજામાં ૩
ઘણો આનંદ દે તુ તુ પરંતુ ના હવે તે છે
ઉઠાવી લે બધી ઈચ્છા જીગરને હા કરી જુદુ ૪

---

૭૪

# ભૃંગને સદબોધ.

---

ગઝલ.

અરેરે ભૃંગ આ ફૂલડુ નથી સારૂ નથી સારૂ
કહું તે લે હવે ધારી ભૂલે છે હો ભૂલેછે હો. ૧
હતાં તત્વો દીઠાં સારાં પરતુ ના હવે તેમાં

હતું તે ચાલ્યુ ચૂસાઇ અરેરે ભૃંગ બીજાથી ૨
નીરાશા થઇ કદી દીલમાં અરે નીશ્વાસ નાંખીશમા
અરે જો ખલ્ક છે મોટી ખુદાની મહોરવાળી આ ૩
રહ્યા પુષ્પો ઘણાં એ છે સુગંધી કુંજ વાડીમાં
હમેશાં વાસના આપે રહેલી ઊચ્ચ ખુશબોથી ૪
અરેરે ભંગ જા ઉડી કહેલા સ્થાનમાં આજે
રદયના તાપ સા બૂઝી કરેલા પાપ ન જાશે ૫
હમેશાં સ્થાન એ સુખી હમેશાં એ બધુ પુરૂ.
હમેશાં લહેર ત્યાં મીઠી સુખડ તત્ત્વો તણી આવે ૬
અરે ઓ ભૃંગ મારારે ફકત આ વ્હાલાના માટે
સુખી થાવા ઈષત કીધુ વડો આનંદ જા મળશે ૭.

---

૭૫

# નીભાવી લેવુ.

---

ગઝલ.

પડયુ પાનુ નીભાવી લે રદય ધ્રુજે કદી તોએ
છૂટા એ તો છુટી જાવુ કરી બહેતર કીસ્મતનું ૧
અરે જાહીલ આહીલ છે કરે ખીદમત તોપણુ શું
તપાવે જીસ્મ એ તારૂ ખફાથી રોજ બરો જેએ ૨
બસર એ જીંદગી તારે અરેરે શું ઈહાં કરવી
નથી મ્વાપ્રીક કે કલમા નથી લાઝીમ તુને પણુ હાં ૩

ભયાનક આ કતલખાને અરે ખૂન રેડાતું
જીગર તારૂ કતલ થાશે પછી ફરીયાદ કરવી ત્યાં ૪
હકાનો ખોફ ક્યાં છેહયાં ખફા પણ કયાં અહી જોવી
ઉઠાવ્યું દસ્તે એ ખંજર રહી ગરદન તો એ કકડા ૫
ધરી ખામોશ રહે ઊરજો ગણી ખ્વાબના નખરાં
જીકરના કર હવે જીગરે પરેશાનીથી લે મહોબત ૬
નહી તો તું ઉઠાવી લે અરે દીલબર તે બીસ્તર
હકાનો પ્રેમ જ્યાં દેખે બીછાવી ત્યાં હવે દેજે ૭

૭૬

# પસ્તાવો.

### ગઝલ

ગુનેહગારી હમારી છે. કર્યો સહેવાસ તમ સાથે,
ખબર ના અમોને થઇ, દગાબાજી તમો કરશો. ૧
હતા વ્હાલા ઘણા સ્નેહી, પરન્તું તે બધા છોડયા
કર્યું અત્તા જીગર મ્હારૂં, થયા સંગદીલ તમો ક્યાંથી ૨
જીગર હા એ જીકર કરતું, બીચારૂં તે રડી પડતું
કરીને ચાહ પડયું માંહી, રહ્યુ બાકી બૂડી મરવું. ૩
અચું દીલદાર હવે ખંજર થશે કકડા અરે ગરદન,
ગણું બહેતર તો પણ એ પરંતુ ના બીજે મરવું. ૪
હતી રહમત તણી રાહત, તે અસાએશ હતી લેવી,
હવે આ ઉર પઝડાતું અયે એ લુતુફ કયાં લેશે. ૫

૭૭

# તમન્ના એ રહી છેલ્લી.

## ગઝલ.

શું બીસમીલ્લાહ પઢાવો છો જીગરને કે જલાવો છો
દીવાનુ આ જીગર ભોળુ અયી સમજે નહી દીલભર. ૧
ઉલ્ફતનું રસીલું આ, અને મહોબત તણું ખ્વાહી
નશે ચકચૂર બન્યુંજી સુમ ખબર ના ખલ્કની કંઈ છે ૨
સિતમગારો અને ઝાલીમ સિતમ ગુજારવા રાજી
સિતમ કરશે મને એ ખોફ જીગર ના મગર આવ્યો ૩
નશાની મસ્તીમાં પ્યાલી જહરની હા ભરી પાઇ
અયે ઉલ્ફત મગર લાઝીમ તને સહવું હમેશાં છે ૪
અરેરે ખલ્કની ખલ્કત હમેશાં એ હયા કાતીલ
ધરી તલવાર કે ખંજર ખફા સાથે ખડી રહે છે ૫
મગર લહેજત મને મળતી શરાબોની મીઠાસોમાં
નથી પરવા ખલકની કાંઇ હવે હમ દર્દી આ દીલને ૬
ગજલમાં જીંદગી બ્હાલી થશે પૂરી અયે પૂરી
પ્રભુ હાફીઝ થસે કે ના તમન્ના એ રહી છેલ્લી. ૮

૭૮

# દોસ્ત કે દુશ્મનઃ

### ગઝલ.

હમારા બાગના ગુલો હવામાં એશ કરતાંતાં
મગર ત્રોડયા તમે દસ્તે કહો છો દોસ્ત કે દુશ્મન ૧
હમોને મોજ મળતીતી અહો મોંઘા ગુલાબોની
તમોએ ધુળમાં નાંખી કહો છો દોસ્ત કે દુશ્મન ૨
ગુલાબી લ્હેજતે મસ્તી હમો કરતા ખુદાઈથી
શકયા ના તે તમો જોઇ કહો છો દોસ્ત કે દુશ્મન ૩
કીતાબો કંઇ પઢાવીને સબક કાંઈ શીખાવ્યા છે
છતાં ચશ્મો કરે ઇર્ષ્યા કહો છો દોસ્ત કે દુશ્મન ૪
હમેશાં દીલ ચ્હાતુંતું અને કોડો દુઆ દેતુ
અહા ઝખમી કર્યું તેને કહો છો દોસ્ત કે દુશ્મન ૫
જીગરની કયાં હયા ખોઈ અને અહેસાન કયાં ભૂલ્યા
ખુદાનો ખોફ પણ નીહીહા કહોછો દોસ્ત કે દુશ્મન ૬
હતુ કાતલ જીગર આવુ કરત ખુલ્લી સીના મારી
પછી ખંજર હતુ દેવુ ખુશીથી એ સહત વ્હાલુ ૭
પરંન્તુ આ અચાનક ઘા કર્યો મુજ દીલપર ઊંડો
સહાશે કે ભુલાશે શુ જીગર એવી જીકર કરતુ ૮
બધુ એ હા ભુલી જાશુ અને છુટા થવા ચ્હાશું
ધરીશુ દીલ મસ્તીમાં ભલે હો દોસ્ત કે દુશ્મન ૯

૭૯

# મીત્ર જેવા દેખાતા વિષે.

ગઝલ

અરે દોસ્ત કહેતા આ જીગરમાં આગ વરસે છે
નહિ દોસ્તો અરે દુશ્મન નીખાલસ આંખ દેખે છે ૧
અમીની મેં ગણી ઝારી ઉરે પીવા લએ મૂકી
અરેરે ઊર તરસ્યા તેં જરરી એ જહેરની પીધી ૨
ગણી કુલીન કરી મોહબત અને ખાણું ચહયું લેવા
દીધા મીઠાઈમાં કંકર અરે શયતાન પૂરા છો ૩
અયે દુશ્મન બણુચકઓ ખરેખર બેકદર પૂરા
નથી શું હયા જીગરતાંહી ખરે કાતીલ જાહીલ છો ૪
હમારા બાગના ગુલે કદી ના ખારા ઘોંચ્યા છે
તમોને ને તમારાને હમેશાં પ્રેમથી જોતાં ૫
તમારૂ દીલ પૂરૂ ખુની અને છે ખૂનનું તરસ્યું
હમે તે તો હવે જોયું બેઉ ખુલ્લા કરી ચશ્મે ૬
હમારા જીસમના માટે નહી પરવા હવે કરશો
પ્રભુ હાફીજ થશે મ્હારો અને સૌચે હવે કરશે ૭
જશે કબ્રેકે રોળાશે અરે આ મુર્દું મીટ્ટીમાં
નથી પરવા હવે કાંઇ ખલ્કનો ખાલીક સા કરશે ૮

૯૦

# ખુદાઈનો રાહ.

ગઝલ

જખાં બોલી અયે આશક
ચહો જો મુજથી મહોબત
ધરો આ જામ એ લબ પર
તજી જહાંગીરની પરવા
ખુદાઈ હયાં સમાઈ છે
ખલક પરવા નહી કરશો
નથી જહુન્મ નથી જિન્નત
નિખટ્ટ એ વફાઈ છે—

૯૧

# ઈતના કરો તુમ સ્વામી.

ગઝલ

ઈતના કરો તુમ સ્વામી જબ પ્રાણ તનસેં નીકલે (૨)
હાંરે જબ પ્રાણ તનસે નીકલે (૨) ઇતના કરો તુમ સ્વામી ૧
કહે ગોવીંદ કાયાકુ મેરી જાન તનસેં નીકલે (૨) ઇતના
કરો. ૨

ચાહય ગંગાજી કો ઝટ હો ચાહયા યમુનાજીકો બટ હો
એહી સામરા નીકટ હો જબ પ્રાણ તનસેં નીકલે ૩

શીરપે મોર મુગટ હો કાનુમે કુંડળ પીત્ત પટ હો.
એ ધ્યાન મેરે ઘટહો જબ પ્રાણ તનસે નીકલે ૪
ઇસ વખ્ત જલ્દીઆના દીયા કોલ નહી ભૂલ જાના
ભીતર કી ધુન સુણાના જબ પ્રાણ તનસેં નીકલે ૫
મેરા પ્રાણ નીકલે તનસે. તેરા નામ નીકલા મુખસે
બચ જાઉ મેં ઘોર દુખસે જબ પ્રાણ તનસેં નીકલે ૬

૮૨

# કવિ હીરો કાવ્ય છે,

મનહર

ઝવેરીનો હીરો હીરો તરૂણીનું તન હીરો
પદમણી પાવન હીરો કવિ હીરો કાવ્ય છે ૧
ગગન અરૂણ હીરો નીશા રત્ન શશી હીરો
ભૂવન દિનેક હીરો કવિ હીરો કાવ્ય છે ૨
મહંતનો ક્ષમા હીરો પુરૂષને સત્ય હીરો
યુવતીનું શીયળ હીરો, કવિ હીરો કાવ્ય છે. ૩
કુળમાં સપુત હીરો, ધર્મ શ્રેષ્ટ જૈન હીરો;
સાગર સયંભુ હીરો, કવિ હીરો કાવ્ય છે. ૪
સંયમમાં તપ હીરો, સભામાં પંડિત હીરો,
સંતનો સંતોષ હીરો, કવિ હીરો કાવ્ય છે. ૫
સરીતામાં ગંગા હીરો, વૃતમાં આચાર હીરો:
સાધુમાં તપસ્વી હીરો, કવિ હીરો કાવ્ય છે. ૬

૯૩

# હીત શીક્ષા.

**મનહર.**

જગતમાં યૂવતીનું જોર તો, જામ્યું છે ઘણું;
જોબન જૂલમ જોરે પુરૂષ ફસાય છે. ૧
ભ્રકુટી તણા બાણોથી, ભામીનીયો તીર મારે;
સબળા સંહારે નામ, અબળા કહેવાય છે. ૨
લો,વીનાની ભામીનીયો ભૂપ ભમાવી નાંખે;
શોકને સંતાપ સહૂ, સુંદરીથી થાય છે. ૩
લંપટ લબાડ લોભે, દેખી રૂપ લલણામાં;
જરને જોબન રસ, જોતાં જોતાં જાય છે. ૪
યોવનનો રંગ જાતાં, શરીર કરૂપ થાય;
અશુચીનુ તન હોય, પુતળી લેખાય છે. ૫
મુખ શલે ષમ ભર્યું, શ્વાસ તો ગંધાતો હોય;
તેને શર્દ ચંદ્ર, ઉપમા અપાય છે. ૬
હોઠમાં અમૃત ભર્યું, ઉપમાઓ આપે કવી;
હળાહળ ઝેર એના, ઉરે ઝળકાય છે. ૭
તરૂણી તંન રંગ, સંગમાં ફસાય કેક;
રૂપ બળ વિર્ય ચોરી, કરવા એ ચાહ્ય છે. ૮
મધુર વચન વદી, માનનીયો કરે મુક;
રાક્ષસી રામાઓનીજ, કંથને નચાવીયા. ૯
કોણિકની કામનીએ, હાર હાથી લેવા માટે;
એક કોડ એંશી લાખ, મનુષ્ય સંહારીયા. ૧૦

ભારત ભૂમિ ને નીર, વીર કરી રામાઓએ;
મોટા મોટા યોધા યમ, પુરમાં પોચાડીયા. ૧૧
તપસ્યાઓ ભંગ કરી, વેરાગી સંસારી થયા;
એકલ શ્રંગી રૂષિને, રામાએ ભમાવીયા. ૧૨
ભાનુમતી ભોજ અશ્વ, કરી ચાબકાઓ માર્યાં;
માનાવતી માન તુંગ, ચરણુ ચટાડીયા. ૧૩
અનેક દ્રષ્ટાંત એવા, જુઓ તમે વાંચી વાંગી;
રત્ન કોઈ ચપળાને જીતી નથી ખાટીયા. ૧૪

## ૮૪

### મનહર.

નારીના વિલાસી લહેરી, લાલાં વાત સુણો તમે;
કુળવતી કામનીને, નીતી બોધ આપશો. ૧૫
સ્વાંગ ધરો છો સલુણા, જૂલફીયો ઝોલા ખાતી;
શરીરને શણુગારી, રામા ન લોભાવશો.
ધીક ધીક વ્યભીચારી, વૃતી તજો ને નઠારી;
પ્રપંચ જાળ બીછાવી, નવોઢા મીલાવો છો. ૧૭
તજી કુળની આચારી, લીધી વ્હોરી ભ્રષ્ટાચારી;
ધર્મ લજ્જ નીવારીને, નામને ડુબાવો છો. ૧૮
પર રામાઓ બીચારી, તેનું શીયળ સંહારી;
લાલચની આપી યારી, ભોળીને ફસાવો છો. ૧૯
તજો દાનત હરામ, નીંદાઓ તમે તમામ;
કલુષિત થાશે નામ, ઇજત ગુમાવો છો. ૨૦

ટળે માનને ગુમાન, કેવાશો તમે નાદાન;
મળે નહી સન્માન, અપમાન પામીયે. ૨૧

જુવાનીમા ચાલ્યો જાય, કિંવી એ નીર્ધન થાય;
એ ગુન્હાનો એજ ન્યાય, શાસ્રથી પ્રમાણીએ. ૨૨

મંનથી તો નહી પણ, લજ્જાથી જો શીળ પાળે;
જ્ઞાનીનું વચન નક્કી, દેવતાએ થાય છે. ૨૩

સર્પ ફૂલ માલ થાય, અગ્ની શીતળ થાય;
શશી સ્ફાટીક શીયળનો મહીમા ગવાય છે. ૨૪

---

## ૮૫

# નારી છે રત્નની ખાણ.



### મનહર.

નારી છે રત્નની ખાણ, મળે છે ઘણાં પ્રમાણ;
ઘણા પાકયા ગુણવાન, રત્ન ધારી કુખમાં. ૨૫

ઘણી મા' સતીઓ થઇ, સ્વર્ગ મોક્ષમાં ગઇ;
ગુણ રહ્યા છે ગવાઇ, જંન વૃંદ મુખમાં. ૨૬

દુષ્ટા તુષ્ટા માનો નહી, અવગુણ આણો નહી;
પાપ પુષ્ટ અનિષ્ટનો કુશળમાં વાસ છે. ૨૭

પામ્યા ઘણો ખેદ છેદ, કુશીળનો જાણી ભેદ;
આધુનીક કાળે ઘણા નારીયોના દાસ છે. ૨૮

મળે સારી નારી તેણે, જનમ સફળ ગણું;
કુભારજાઓ મળવાથી કંકાસ તો થાય છે. ૨૯

સતી મીઠા બોલ બોલી, પતિને પમાડે ધર્મ;
ભૂંડી ભામા પાસે પતિ, પીંજણે પીંજાય છે. ૩૦

ઘણી સતી અવનીમાં, પ્રખ્યાતી પામીને ગઇ,
મોટા સંતની જનુની, જુઓ નારી જાત છે. ૩૧

શશી કહે સુનારીથી, ધર્મ અર્થ સિદ્ધ થાય;
સોનામાં કુંદન તણી, શોભતી એ ભાત છે. ૩૨

---

૮૬

# ધાર્યું ધણીનું થાય છે.

## ગઝલ

હું કર્યું મેં આ કર્યું એમ, લોક ખોટું બોલતા;
કોઇથી ના થતું કશું, પણ ધાર્યું ધણીનું થાય છે. ૧

દશરથરાય બોલતા કે રાજ્ય રામને આપવું;
લોક સૌ હેઠા પડયા, પણ ધાર્યું ધણીનું થાય છે. ૨

રામના નળ ને બંધુ પુષ્કર. સાથમાં જૂગટું રમ્યા;
નળ નહોતા જાણતા હશે કશું, પણ ધાર્યું ધણીનું થાય છે. ૩

રાવણ સીતાને લાવ્યો તો, બહુ બાહુમાં બળ ધરી;
એ બળ સૌ હેઠું પડયું પણ ધાર્યું ધણીનું થાય છે. ૪

પૃથુ ચહુઆણ લાવ્યો સંજુક્તા, દીલ અભીમાન આદરી;
દોસ્ત દુશ્મન થઇ ગયા, પણ ધાર્યું ધણીનું થાય છે. ૫

મુછ વાંકી રાખી ખરેખર, ફરતા જગતમાં જોરથી;
કુદરતને પોચે ન કોઇ, પણ ધાર્યું ધણીનું થાય છે.
વચન આપ્યું રાજવી, હરીશ્ચંદ્રે જ્યારે પ્રેમથી;
ખબર નહી પછી શું થશે, ધાર્યું ધણીનું થાય છે. ૭
વરસાદ પડતો જોસથી, ત્યાં લોક ખુશી બહુ થતા;
પણ મહેર નહી કુદરત તણી, ધાર્યું ધણીનું થાય છે. ૮
શરીર બળવાન શોભતું, હાથી હણે હાથે કરી;
એ કેશરી હેઠા પડયા, ધાર્યું ધણીનું થાય છે. ૯
સંતો બની સાચા જગતમાં, સંયમને ખુબ કેળવી;
પણ એકમાં પલટાઇ જતા, ધાર્યું ધણીનું થાય છે. ૧૦
કહે મોગીલાલ પ્રેમથી, ભક્તિ હૃદયમાં ધારજો;
ભક્તિ વશ ભગવાન છે, ધાર્યું ધણીનું થાય છે. ૧૧

---

૮૭

## શાખામણના દોહરા.

### દોહરા

સંપત્ત ગઈ તે સાંપડે, ગયાં વળે છે વ્હાણ;
ગત અવસર આવે નહી, ગયા ન આવે પ્રાણ. ૧
ભૂલ્યા ત્યાંથી ફરી ગણો, જાગ્યા ત્યાંથી સવાર;
જો જન જાણે એટલું, તો ઉતરે ભવપાર. ૨
તુજને પુછું હે સખા, જીવત કર્યું ન મરાય;
જો મુવા પીછે મીલે, સો જીવત કયુ ન પમાય. ૩
કાંતો તલ કાચા ભલા, કાંતો તેલ કઢાય;
અધકચરી ઘાણી બુરી, બેહુ વાતથી જાય. ૪

અતી ભલા નહી બરસના અતી ભલા નહી ચૂપ.
અતી ભલા નહી બોલના, અતી ભલા નહી ધુપ. ૫
છોટે નરકે પેટમે, રહે ન મોટી બાત,
પાશેરીકા પાત્રમેં, કહાંસે શેર સમાન. ૬
દુર્જન મુખમાં દુર્વચન, સજન મુખ મીઠાશ,
હોય સુગંધી બાગમાં ગંધાતો સંડાશ. ૭
ઉઘાડવો સંડાશ તો, તો ઢાંકો નાક નીદાન,
જો બોલાવો નીચને, કરો બંધ નિજ કાન. ૮
દુષ્ટ તજે નહી દુષ્ટતા કદી કરીયે સત્કાર,
નીત્ય દુધ પાઓ નાગને, પણ કરડે કો વાર. ૯
કૃતઘ્નીને જો ગુણ કર્યો, ધરી ધૂળમાં ધુળ
બાવળીયો બળીઓ બની, સદાય આપે શૂળ. ૧૦
સારૂં કરતા વાર બહુ, નરસું તરતજ થાય
સાકર ગંધક તેલથી, તરત કોયલો કરાય, ૧૧
નીંદા સ્તુતી નવ ગણો, હૈડે રાખી હામ,
સર્વેનું શુભ ચાહીને, કર હું તારૂં કામ. ૧૨
જેવા તેવા મનુષ્યને, કરશો કદિ ન બોધ
માળો વીખયો સુગરીનો, કર્યો વાનરે ક્રોધ. ૧૩
જેની જ્યાં સમજી ગતી, તેને ત્યાંજ જવાય,
ધરણીમાં હરણી ફરે, જળમા મચ્છી જાય. ૧૪
કતો એ કાયા કરી, તેવું કામ કરાય,
થળમાં ગાડીની પેઠે, નાવે નહી ચલાય. ૧૫

મુરખ જાણે મુજ વીના, ચાલે નહી વ્યવહાર.
ગયા યુધીષ્ઠીર રામ નળ, પણ ચાલે સંસાર. ૧૬
તુજ ઘર પાણી પડે, પરઠવ ત્યાં પરનાળ,
નભ સઘળું ઢંકાય નહી, તું તારૂં સંભાળ. ૧૭
કઠણ કામ પણ આવડે, કરતા નીત્ય અભ્યાસ,
નટ ચાલે છે દોરડે, શીખે વરસ છ માસ. ૧૮

૮૮

# શીખામણના કાવ્યો.

મનહર છંદ.

કાયાની શી માયા, કાયા વાદળીની છાયા,
રેતીના રચાયા પાયા, એવી કાચી કાયા છે. ૧

દહન થતા દેખાયા, રાંક અને રાણી જાયા,
માય મેલી મુએલામાં, ગણાયામાં ગણાયા છે. ૨

ધન માટે ધાયાને કમાયા, ન કમાયા કાંઇ,
બંધને બંધાયા, કાળ ઝાળમાં ઝલાયા છે. ૩

લાલચે લોભાયા પણ, સ્થીર ન થોભાયા ભાઇ,
અહીં સે શમાયા, એવી ઇશ્વર સમાયા છે. ૪

## ૮૯

### મનહર.

સારૂં કામ કરે તેની ખામીઓ ના ખોળી જોવી,
સારા સારા ગુણ જોઈ, કહેવું કે આ સારૂં છે. ૫
શાણપણે શાણા જનો, સજે કામ તો એ તેમાં,
નક્કી જાણો તેમાં કશું, કહેવાનું રહેનારૂં છે. ૬
ઇશ્વરના કામમાં અનેક, રીતે ખામી ભારે,
મણિમાં મીઠાશ નહીં, નિધિજળ ખારૂં છે. ૭
કહે કવિજન કોદી, ભાનુનો આભાસ છતાં,
આશમાની રંગ આ આકાશમાં અંધારૂં છે. ૮

---

## ૯૦

### દોહરો.

કોઈ કરે છે ઝેર અતી, વીંછી તણા એ આંકડે
કહે કહે છે ઝેર ઝાઝું સર્પનું તેથી ચડે.
ઝેર ઝાઝું તે થકી, શ્વાન હડકાયાની મહીં
એથી ઝેર ઝાઝુંજ દેખ્યું, વેરીતણા વચનોની મહીં
પણ કોઇ કહે છે ઝેર ઝાઝું શોભે રત્નાસાગરે,
એથી વધારે ઝેર ઝાઝું, વન કેરા ઝાડવે.
સુણો સહુ વીદ્વાન જણાવે, શ્રોતાઓ સાચુ માનજો
પણ ઝેર ઝાઝું મનુષ્યમા, એ ઝેર સરવે ત્યાગજો.

૯૧

# જીને આપકો જોયા નહી.

રાગ–તીલક કામોદ તાલ પીસ્તો

જીને આપકો જોયા નહી, તન મેલકો ખોજા નહી;
મંન મેલકો ધોયા નહી, અંગુલ કીયા સો કયા હુવા. ૧

ગઠ્ઠા હુવા ધન માલકા, ધંધા કરે જંજાલકા;
જા આયા તિર્થ દ્વારીકા, છાપા લીયા સો કયા હુવા. ૨

જોગી સો જંગલ રોવતે, લાલ કપડે પહેનકે;
ઉસ રંગકો જાના નહી, જોગી હુવા સો કયા હુવા. ૩

પોથી પુરાણ શીખકર, ફીરતા ફીરે ઘર ઘરકો;
પરીબ્રહ્મ કો પરખ્યા નહી, બ્રહ્મન હુવા સો કયા હુવા. ૪

એક દીનભી પલભર પ્રેમસે, પ્રભુકા ભજન કરતા નહી;
જાગા સો સારી રૈન ભર. કીર્તન કીયા સો કયા હુવા. ૫

કાજી કીતાબ ખોલકે, નસીહત કહે સબ લોગકો;
આપહી અદલ ચલતા નહી, કાજી હુવા સો કયા હુવા. ૬

રૂપીએ અશરફીયા ખોલકર, બઠા રહે બજાર મેં;
કુછ દાન પુંન કરતા નહી, પયસા મીલા સો કયા હુવા. ૭

## ૯૨

# કહો દુઃખ કાપશો કયારે.

(રાગ-ભૈરવી ત્રીતાલ (થવાનું ન થવાનું કે)

અરે ધનવાન નીર્ધનના, કહો દુખ કાપશો કયારે;
પ્રીતે પરમાર્થમાં પૈસા, તમારા આપશો કયારે. ૧

નિરાશ્રીતને અનાથોની, હૃદયમાંહી દયા લાવી;
જગોજગ ધર્મશાળાને, અન્નાશ્રમ ખોલસો કયારે. ૨

બિચારા બાળકો માટે, શું વિદ્યા દાન દેવાને;
નિશાળો પાઠશાળાઓ, તમે બંધાવશો કયારે. ૩

હજારો મોજ મેળવવા, ધુમાડો દ્રવ્યનો થાએ;
અપંગો આંસુ પાડે છે, અરે અવલોક શો કયારે. ૪

તમે હરરોજ મોટરમાં, પ્રીતે પેટ્રોલ પુરો છો;
ભુખ્યા ના પેટના ખાડા, ખુશીથી પુર સો કયારે. ૫

તમારી પાન બીડીમાં, સુખે જન એક પોષાએ;
વિવેકે તે વીચારીને, દયા દીલ રાખશો કયારે. ૬

ભમે છે મર્ણ તો માથે, ન આવે સંપત્તિ સાથે;
સુતા શું સોડ તાણીને, ગૃહસ્થો જાગશો કયારે. ૭

૯૩

# કભી ભુલાના ના ન ચહીએ.



રાગ–કાફી ( ત્રીતાળ ) ( રીષભજીણંદ વીમળગીરીમંડન

પ્રભુકા નામ સુમર નર પ્યારે, કભી ભૂલાના ના ચહીએ;
પાકર માનુષ તન દુનીયામેં, મુફત ગુમાનાના ચહીએ. ૧

જૂઠ કપટ ઔર પાપ કર્મસેં. ધંનકો કમાના ના ચહીએ;
પરનારીસેં કભી ભૂલકર, પ્રીત લગાના ના ચહીએ. ૨

દે કરકે વિશ્વાસ કીસીકો, ફીર હઠજાના ના ચહીએ;
દુર્જન નરકો અપજે પાસમેં, કભી બીઠાના ના ચહીએ. ૩

સચ્ચે મીત્રસેં દીલકી કોઇ, બાત છીપાના ના ચહીએ;
અપને ઘરકા ભેદ કભી, દુશ્મનકો બતાના ના ચહીએ. ૪

આમદસેં પૈસેકો જયાદા, ખર્ચ બઢાના ના ચહીએ;
લોક બઢાઇ મેં કરજા કરકે, ધનકો ઉડાના ના ચહીએ. ૫

પુન્ય કર્મ કરકેં પીછે, મનસે પછતાના ના ચાહીએ;
પાપ કર્મકી તરફ કભી, દીલકો લલચાના ના ચાહીએ. ૬

જહાં ન આદર હોય કભી, ઉસ ઘરમેંજાના ના ચાહીએ;
અપને આએ જનકે દીલકો દુખના ના ચાહીએ. ૭

બીના હુકમ માલીક કીસીકી, ચીજ ઉઠાના ના ચાહીએ;
ઘરકે ઝગડે કારન રાજ સભામેં, જાના ન ચાહીએ. ૮

બીન જાને પરીણામ કીસી, કારજકા બના ના ચહીએ;
અપના કરના ભરના દોષ, દુજેકો લગાના ના ચાહીએ. ૯

રણભૂમીમેં જાકર, મરનેસેં ડરપાના ના ચહીએ;
બીપત્ત પડે જો આય કભિ, દીલમેં ગભરાના ના ચહીએ; ૧૦
ઈહ ઈદ્રય દુશ્મન હંયતેરે, બસમેં આના ના ચહીએ;
જ્ઞાન વિવેક યોગ મારગસેં, દીલકો હઠના ના ચહીએ. ૧૧
સબ જગ મીથ્યા જાન, ધરો પ્રભુ ધ્યાન ડુલાના ના ચાહીએ;
બ્રહ્માનંદકો પાકર ફીર ભવમેં, ભરમાના ના ચહીએ. ૧૨

---

૯૪

## પતી—પત્ની.

પત્ની—અહો નાથ આજે સાથી ઉદાસ,
પુછે તમ વ્હાલી ધરી દીલ પ્યાર;
કહો સ્વામી આજે શરીર બગડયું,
કહો પીયુ કયુ દુખ નડયું.
બોલો સ્વામી માહારા દીલના આધાર,
પુછે તમ વ્હાલી ધરી દીલ પ્યાર. ૧

ખરેખર મુખડું દેખી તમારૂં,
વીંધાયે દીલડું પીયુ એ મારૂં;
દીયો ખુલાસો હૃદય આધાર,
પુછે તમ વ્હાલી ધરી દીલ પ્યાર. ૨

કહો સ્વામી વેપારમાં નાણું ખોયા,
કહો કોઇ દુશ્મનો એ દીલબોયા;

આપો ખુલાસો અંતરથી ઓ નાથ,
પુંછે તમ વ્હાલી ધરી દીલ પ્યાર. ૩

પીયો ભરી જળ પાત્ર હું લાવી,
મુજ દીલડાનો દો તાપ સમાવી;
કષ્ટમાં સ્હાય સરજનહાર,
પુછે તમ વ્હાલી ધરો દીલ પ્યાર, ૪

છેવટ સ્વામી એટલું બોલું,
અંતર પટનો પડદો ખોલું;
મને નહી કહો તો કહેશો કોને નાથ,
પુછે તમ વ્હાલી ધરી દીલ પ્યાર. ૫

પાત—જોઈ વ્હાલી હઠ વાદ તમારો,
આપુ ખુલાશો હું સાંભળ મ્હારો;
કહુ છું હું દીલડાની વાત,
ગુસ્સે ન થાશો પ્યારી લગાર. ૬

અણ ચીંતવ્યું મેં કાર જ કીધું,
ઘણું નુકશાન ખમી દીલ લીધું;
પણ હવે નથી એકે આધાર,
ગુસ્સે ન થાશો પ્યારી લગાર. ૭

નીચ માત્રાની સોબતે ચડીયો,
ઇજત ગુમાવી હેઠો પડીયો;
ગયો તો રમવા વ્હાલી જુગાર,
ગુસ્સે ન થાશો પ્યારી લગાર. ૮

રમત રમવા બેઠા જે વાર,
ખોયા રૂપીયા ત્રણ હજાર;
નીચ સોબતે બન્યો ખુવાર,
ગુસ્સે ન થાશો પ્યારી લગાર.
છેવટ વાત બહાર જ પડતી,
આવી પોલીસ ત્યાં અમને પકડતી;
દંડ કર્યો બે હજાર,
ગુસ્સે ન થાશો પ્યારી લગાર. ૧૦
કહેતાં કલેજું પ્યારી કંપે છે,
મુખ બતાવતાં શર્મ છુટે છે;
હવે છે ફક્ત તારો આધાર,
ગુસ્સે ન થાશો પ્યારી લગાર. ૧૧
ભુલ તણી હું માફી માગુ છું,
સત્ય વચન હું ઉચરૂ છું;
સાચું કહું છું દીલદાર,
ગુસ્સે ન થાશો પ્યારી લગાર. ૧૨
પત્ની--વાત સુણીને પીયુ તમારી,
હૃદય છાતી ચીરાણી મારી;
સહાય થશે કીરતાર,
પીયુજી ચીંતા કરો ન લગાર. ૧૩
પાપ પસ્તાવો જ્યારે થાતો,
તેથી જીવ મારો હરખાતો;
શાંન્તી ધરોને દીલની સાથ,
પીયુજી ચીંતા કરો ન લગાર. ૧૪

દુખ પડે નાથ ધીરજ ધરવી,
પ્રભુ સંગાથે પ્રીતડી કરવી;
ઉતારે એ ભવ પાર,
પીયુજી ચીંતા કરો ન લગાર. ૧૫

આપનું દુખ મેં વીચારી લીધું,
શું કરવું એ નક્કી મેં કીધું;
કહુ છું હું દીલની વાત,
પીયુજી ચીંતા કરો ન લગાર. ૧૬

દાગીનો પીયુ મારો વટાવો,
રૂપીયા વેચી રોકડા લાવો;
કરો ન ચીંતા લગાર,
પીયુજી ચીંતા તજો આ વાર. ૧૭

આવેલુ દુખડુ તરત વીદારો,
અંતર પટને હવે સુધારો;
ધરી વ્હાલી પર પ્યાર,
પીયુજી ચીંતા તજો આ વાર. ૧૮

દુખ દારીદ્ર દૂર જ જાશે,
ધરણી ધરની કૃપા થાશે;
ધરો ભક્તિ પર પ્યાર
પીયુજી ચીંતા તજો આ વાર. ૧૯

દુખ પડે છે મહોના માથે,
શાને કરો છો ખાલી ઉચાટે,
થાય ધાર્યું કીરતાર,
પીયુજી ચીંતા તજો આ વાર. ૨૦

માટે રદયના હાર એ મારા,
આપું સ્વામી દાગીના પ્યારા,
વેચી લાવો કલદાર;
પીયુજી ચીંત્તા તજો આ વાર. ૨૧

પતિ— દોહરો.

ધન્ય વ્હાલી તુજને, ધન્ય તારી ટેક છે
ભક્તી ધરી સાચી હૃદયમાં, તુમાં પ્રભુનો નેક છે. ૨૨
જ્યાં આશા નહોતી પ્રેમની, ત્યાં પ્રેમસાગર ઉછળે
સદ્ભાગ્યથી મુજને ખરેખર તુજ જેવી રામા મળે. ૨૩
દાગીના ના જોઇએ તાહરા, લેતાં દીલડું બહુ બળે
જે થવાનું હશે તે થાશે, મુજ પૂાપની શીક્ષા મળે ૨૪
માટે કહું છું પ્રેમદા, મુજને તમે ભુલશો નહી,
શુદ્ધ પ્રેમની સરિતામાં પ્યારી જીગર જુદુ કરશો નહી ૨૫
જોઇ કસોટી સુંદરી, જેમ દમયંતી શોભતી,
સાચી સતી સીતા, બરાબર ભાવના તુજ ઓપતી. ૨૬
માટે કહું છું ભામીની મુજ ભૂલની ક્ષમા કરો,
જે થવાનું હશે તે થાશે, શુદ્ધ પ્રેમને :હૈયે ધરો. ૨૭

પત્ની— ગઝલ:

ખરેખર સ્વામી ઓ માહરા, તમે શું આમ બોલોછો
અમારી ભક્તિની કસોટી તમે શું આમ તો લ્યો છો. ૨૮
નથી જીગર જરા જુદું, ધખાવો ખુબ અગ્નીને,
કરોને પારખુ સ્વામી, તપાવી ખુબ તો અમને. ૨૯
કહો તો ઝેરનો પ્યાલો, પીયુજી પીને બતલાવું,
કહો તો ભઠ્ઠીમાં પ્યારા, ખરેખર દેહ ઝંપલાવું. ૩૦
બતાવું તાર જીગરના, હવે શું જવાબ તો દો છો,
પરાયું કાં તમે સમજો, તમે શું પારખુ જુઓ છો. ૩૧

પતિ— હરીગીત.

શાહબાશ વ્હાલી માહરી,
તુજ ભક્તિ અપરંપાર છે;
તારા જેવી મળી સુંદરી,
મુજ સુખી તો સંસાર છે. ૩૨
પણ પહ્લુ લેવા પ્યારી મારી,
તુજ પતિ લાચાર છે;
વેચુ દાગીના તાહરા તે,
ધીકક મુજ અવતાર છે. ૩૩

પત્ની— ગીતી

બોલો સ્વામી આ શું,
પરાયુ કાં જાણો પીયુ માહરા;

પીયરની નથી સત્તા,
સત્ય કહુ છું બોલ પીયુ માહરા. ૩૪

પતિ— ચોપાઇ

પ્રેમ જોયો રસીલી એ માહરી,
હવે ધીરજ રહે ન લગારી;
પતિ ભક્તિમાં અચળ રહી તું,
સત્ય મારગમાં ન ડગી તું. ૩૫

દોહરો

ધન્ય પ્યારી તુજને,
શીક્ષણ તેં લીધું ખરે;
ભાગ્યવીન એ પ્રેમદા,
તુજ જેવી નાર નહી મળે. ૩૬

---

ગજલ

મળે જો પ્રેમદા સાચી, સૌ ત્યાં સુખનું સાધન,
ખરેખર ભાગ્યશાળી એ, મળે જો પ્રેમદા સાચી. ૧

અનેક કષ્ટો સહન કરતી, કેળવણી ઉચ્ચ જે ધરતી;
સદા પતિ પ્રેમમાં રમતી, મળે જો પ્રેમદા સાચી. ૨

પતિ આવક સદા જોતી, સંતોષમય જીવન એ કરતી,
નહી દુખ દીલમાં ધરતી, મળે જો પ્રેમદા સાચી. ૩

એવી તું તો મળી નારી, ખરેખર ભાગ્ય બલીહારી;
સદા મુજ સુખી સંસારી, મળે જો પ્રેમદા સાચી. ૪

સદા શુદ્ધ ભક્તિમાં પ્યારી, અહરનીશ પ્રભુ ભજનારી;
કુટુંબીનું ભલુ ચાહતી, મળે જો પ્રેમદા સાચી. ૫

નહી જુગાર હું રમીયો, નહી સટ્ટો કદી કરીયો;
નહી અનીતીમાં ચડીયો, કહું પ્યારી વાત હું સાચી. ૬

જોવાને પારખુ તારૂ, બન્યુ વ્હીવલ મંન મારૂ;
દુખાવ્યુ દીલ મેં તારૂ, કહું પ્યારી વાત હું સાચી.

અનુભવથી પડી સાચી, ન ચાલી મુજ જૂઠ બાજી;
કર્યુ મુજ દીલ તેં રાજી, કહુ પ્યારી વાત હું સાચી. ૮

ગુન્હો પ્યારી માફ તુ કરજે, અલૌકીક પ્રેમમાં રમજે;
સદા નિજ પતી પ્રભુ ગણજે, કહુ પ્યારી વાત
હું સાચી.

ખરેખર પ્રેમ સાચામાં. સદા શુદ્ધ પ્રેમ સમજુ છું
દુખાવ્યું દીલ મેં તાહરૂ રદયથી માફ ચાહું છું

---

સ્ત્રી—

## લાવણી

ફરજ બજાવી મેં તો પીયુ,
ઝાઝુ અમે એમાં શું જ કર્યું;
પતી પત્નિની ફરજ જગતમાં,
એથી ઝાઝુ શું જ કર્યું. ૧

હુકમ નાથનો થાય કદાપી,
ચામ ઉતારી તો દઇએ,
નાથ કદાપિ માગે શીર તો,
ઉતારતા નવ ઢીલ કરીયે. ૨

ખરી ભક્તિ જે કીધી શાસ્ત્રમાં,
તેને મંન અનુસરીએ;
સ્નેહ ધરી સદા ભક્તિમાં,
પતિ તણુ રટણુ કરીયે. ૩

સંતોષ મય તો જીવન કરીને,
પતિ પરાયણુ તો રહીયે;
પતિ અમારો દેવ દીલનો;
જરી જુદાઈ નહી ધરીયે. ૪

આર્ય રમણીનું સાચું ભુષણુ,
શણગાર શીયળનો સજીએ;
અનેક કષ્ટો આવે તો પણુ,
જરૂર પાછા નહી પડીયે. ૫

એથી વધારે કીધું ન સ્વામી
આવું પારખુ જોશો નહી;
કહે ભોગીલાલ આર્ય રમણીને,
પતિ ભક્તિને ખોશો નહી. ૬

પતિ—

ધન્ય રમણી ધન્ય સલુણી,
ધન્ય શીખામણ તેં દીધી;
આર્ય રમણીમાં ઉચ્ચકોટીની,
શુધ્ધ ભાવના તે લીધી. ૭

મળી સુંદરી તારા જેવી,
પ્રભુનો પાડ હું માનુ છું;
સ્નેહ સરીતાની તું દેવી,
મુજ અંતરથી વધાવુ છું; ૮

લીધું પારખું ખોટુ લાગ્યુ તો,
જરૂર સલુણી માફ કરજે;
મળે પદમણી સૌને આવી,
એવી ભાવના દીલ ભરજે. ૯

હીદુસ્તાનની રમણીઓમાં,
શુદ્ધ પ્રેમ તણુ સીંચન કરજે;
કહે ભોગીલાલ અંતરથી,
આવી શશીવદની સૌને મળજે. ૧૦

## દોહરો

પ્રેમના એ પાઠ પૂરા,
પળ એકમાં સમજાઇ ગયા; ૧
પ્રેમના વહેવારમાં,
દીલ શુદ્ધ એક જ થઈ ગયા.
જુઓ સજોડુ એવું કે,
જ્યાં દીલ તો જુદા નહી;
સંસાર જેનો સુખમય છે,
દીલની ભીન્નતા નહી. ૨
આવાં સજોડાં ઘેર ઘેર,
પ્રભુ નીત્ય ગટાવજો:
હીન્દના સંતાન સાચા,
પ્રેમ પાઠ પઢાવજો. ૩
જ્ય પ્રેમમય જીવન નથી,
ત્યાં સંસાર આખો શુન્ય છે,
જ્યાં પ્રેમથી ભકિત નહી.
તેનાથી ભગવાન દુર છે. ૪
સાચું જગતમાં સુખ શું,
પણ સુખ પ્રેમનુ મુળ છે;
કહે ભોગીલાલ પ્રેમ વીના,
જીવ્યુ જગતમાં ધુળ છે. ૫

---

સ્ત્રી— લાવણી

આ શું બોલો છો નાથ,
વદો શું વાણી (૨)
સમજુ છું વ્હાલા નાથ
કહે તમ શાણી ૧
મેં ધર્મ બજાવ્યો નાથ
વધુ નવ કીધું (૨)
જે હતું રદયની સાથ
સોંપી મેં દીધું ૨
દીન દારા તમારી નાથ, રહેમતો કરશો (૨)
કરજોડી કહુ છું નાથ, હૃદયસ્થાન દેશોવ

પતિ— ચોપાઈ

મળી મુજ ભાગ્યથી પ્યારી ખરે,
પ્રભુ જીવન શુદ્ધ કરે;
દુભાવી કીધી મેં દુખી પ્યારી,
ક્ષમા માગુ દીલોજાન તારી. ૧
હૃદયમાં રાખજે મુજને સદા,
અહરનીશ નામ જપુ સર્વદા;
પળ એક વીજોગ તારો પ્યારી,
દુખી સ્થીતી થશે નીત્ય માહરી. ૨
દીધો મે તુજને ઘણો આગાધ,
સદા કરજે વ્હાલી મુને માફ;
સદા શુદ્ધ પ્રેમ જીવન બનજો,
સદા પ્રભુ મુને સહાય કરજો. ૩

# છેવટ—ઉપસંહાર.

## લાવણી.

સુદ્ધ જ્ઞાનને શુદ્ધજ નીતિ, નહીજ ગયાં છાની રહે છે;
જેવી સોબત તેવી અસર, કહેવત નહી ખોટી કહે છે. ૧
અજલ પ્રેમની વહેતી સરિતા, સુંદર જીવન એ કરતી;
સંસાર સુમુદ્રે નાવડી તેણી, નહી કદી ભાગી જાતી. ૨
એ જીવનમાં પ્રેમ નીશાની, સાચી સેવા તે શું છે;
પતિવૃતા જે ધર્મ સ્વીકારે, ખરી સેવા તે તેમાં છે. ૩
વીકાર વદી જો થાયે કોશ, ખરી કસોટી તેમાં છે;
શુદ્ધ જીવનની શુદ્ધ વૃતીઓ,શીખવાની ખૂબી એમાં છે. ૪
કરી કસોટી નીજ નારની, છતાં જરી નહી તે ચળતી;
કેળવણીના સુ સંયોગે, નહી ભાવના બદલાતી. ૫
ખોટુ બોલીને નીજ પતિએ, પરીક્ષા સ્રીની તો કીધી;
છતાં પતિવૃતા શુદ્ધ ભામિની, નહી ટેક જાવા દીધી. ૬
હીંન્દ તણી સાચી રમણી,જો, પ્રેમ પતિનો બહેલાવે;
સતિ સુકન્યા સાવીત્રી પેઠે, અમરનામ તે દીપાવે. ૭
થઈ કસોટી પૂરી ત્યાં તો, પતિ પ્રેમદા હરખાતાં;
અનેક સંકટ આવે છતાં પણ, નહી જુદા દીલ દેખાતાં. ૮
કહે ભોગીલાલ પ્રેમે જગતમાં, જરૂર પ્રેમ શુદ્ધ કેળવજો;
નિજ જનુની કુખ દીપાવી, અમર નામના મેળવજો. ૯

૯૫

# ગરીબાઈનો સંસાર.

અને

## ( સાદાઇનો શણગાર. )

અને

# વિધવાનો વહેવાર.

---

### હરીગીત.

રળીયામણું સુવર્ણ પુર, ભવ્યનગર સોભતું;
નગરજનો વસતા ગહુ, ઇંદ્રપુરી સમ ઓપતું. ૧
વેપાર મજાનો ચાલતો, જ્યાં દાનશાળાઓ ઘણી;
શુદ્ધ અંતર પુર જનોના, વસ્તીની શોભા ખરી. ૨
વહેવારીયો એક–શોભતો, જેનુ સોમદત નામ છે;
પતિવૃતા શુદ્ધ સાધ્વી, (ધીરજ) દીલ આરામ છે. ૩
પુત્ર સુંદર શોભતો, આજ્ઞાકારી ને વનીત છે;
પ્રીયકાંન્ત જેનુ નામ, જેની ધર્મ ઉપર પ્રીત છે. ૪
પુત્ર વધુ છે શાંન્તા દેવી, સતીત્વનું જ્યાં નુર છે;
પણ ભાગ્યહીણુજ એટલા કે. લક્ષ્મી જેનાથી દુર છે. ૫
એક દીવસ શેઠજી, એકાન્તમાં વીચારતા;
નીજ સ્થીતી દેખીને, દીલમાં ઘણુ સંતાપતા. ૬
વીચાર દીલમાં લાવીને, નીજ પત્નીને બોલાવતા,
અંતર તણી અર્ધાંગનાને, પ્રેમે ખુલાસો આપતા. ૭

શેઠ પોતાની સ્ત્રી પ્રત્યે—

રાગ ચોપાઇ.

સાંભળ વાત દીલારામ માહરી, જવું મારે પરદેશે વીચારી;
ઉદ્યમ વીના શેમાંથી ખાવુ, ઉદ્યમ માટે પરદેશે જાવું. ૧
નથી લક્ષ્મી વહેપાર શું કરવો, ખાલી ભંડાર શીરીતે ભરવો;
ઉદ્યમ કરવા વીચાર નક્કી માહરો, દેવી શો છે વીચાર તમારો. ૨

ધીરજ—

સ્વામી આપની વાત સૌ સમજી, જેવી આપ પતિ શ્રીની મરજી;
પૈસા વિના પીયુ શું કરશો, કઈ સ્થીતીએ દુખને હરશો ૩
સ્વામી મુજ વિચાર દીલ બોલું, મુજ અંતર પડદો ખોલું;
ભૂલ લાગે તો ક્ષમાજ કરશો, પીયુ પલ્લુ ઉપયોગમાં લેશો. ૪
માટે સ્વામી પહોંચાને વટાવો, વેચી રૂપીયા રોકડા લાવો;
સ્વામી કુશળે પરદેશ સીધાવો, સુખશાંતીથી વહેલા ઘેર આવો ૫

શેઠ ગજલ.

પ્યારી તુજ વાત સુણીને, કલેજું મારૂ હરખાતુ;
મૂકીને તુજને પ્યારી જતાં મુજ દીલ દુભાતુ ૧
છતાં લાચાર છું પ્યારી પ્રાલબ્ધની છે ખુબી ન્યારી
ઉદાસી ન લાવોને વ્હાલી જીગરથી માફ યાચું છું
બેટાને સંઘમાં લઈને કરૂ ઉદ્યમ પરદેશે
ટળે દુખ મુજ ગરીબાઈનું પ્રભુ પારા એજ યાચુ છું ૨

વીરજ— દોહરા

જેવી આપનીમરજી પીયું એજ મહારી મરજી ખરી
સુખે સીધાવો પુત્ર સાથે આવજો જલ્દી ફરી ૧
લક્ષ્મી મળે જો ભાગ્યથી દીન સેવાને ચૂકશો નહી
સાચી સગાઈ ગરીબાઈની અંતરે ભુલશો નહિ ૨
દાસીતણી શુભ ભાવના રાખી રદયમાં માહલશો
મુજ ભાગ્યના સાચા સીતારા નીજ ઘેર વહેલા આવશો
આપનો વિયોગે પીયુ ચીંતા ઘણી દીલ થાય છે
કુદરત તણા આ કોપમાં વહાલી ઘણી મુઝાય છે ૪
પલ્લુ વટાવી પ્રેમથી કલદાર લાવો તમે
મુઝાઓ છો શા કારણે શુદ્ધ પ્રેમથી કહીએ અમે ૫

શેઠઃ— દોહરા

સુખે સુએ સંસારમાં ધન્ય ભાગ્ય કુંભાર
ચીંતા બાંધી ચાકડે ધન્ય ધન્ય અવતાર
ધન્યવાદ લખનારને ખરેખરો કુંભાર
જે ઘર નાર સુલક્ષણી તે સુખમાં સુનાર

( વીણાવેલી )

ગઝલ

ખરૂ છે સુખનું સાધન પતીવૃતા જેની નારી
ચીંતા ચકચૂર તે કરતા જીંદગી શોભતી સારી ૧
પતીના શબ્દો નીકળતાં સતી તે વચનો ઝીલતી
પતીના કષ્ટોમાં સતી સદા આનંદ તો લેતી ૨
પતી તો રદય પરમેશ્વર સતી એ ભાવના ભરતી
કહે ભોગી સદા સાચુ એવી ભાગ્યવાનને મળતી ૩

### દોહરા

શાને પિતાજી આપ આજે કેમ કહો ઉદાસ છો
સોગન આપું છું માહરા જલ્દી ખુલાસો પ્રકાશશો,

શેઠ—

મુજ કુળ નો તું કુળ દીપક આપુ ખુલાસો સુણજે
ઠીક લાગે તો બેટા તુ માહરા મારી સંગે-ઓ ચાલજે

શેઠ પુત્ર પ્રત્યે કહે છે રાગ પીલુ

સાંભળ પુત્ર તું વાતજ માહરી
જવા પરદેશે કરી તૈયારીઃ સાંભળ પુત્ર૦
ભવિષ્યનું સુખ પ્રાપ્તજ કરવા
દુખદારીદ્ર સઘળુ હરવા
મનમાં ટેક મેં લીધી વિચારી
સાંભળ પુત્ર તું વાતજ માહરી
મૂડી વગર બેટા ધંધો કયાં કરેવો
આશરો બેટા કોનો જઈ લેવો
મનમાં ગુઝામણ આવતી ભારી
સાંભળ પુત્ર તું વાતજ માહરી ૨
તુજ જનુનીએ સહાયતા દીધી
જણુસો પહાની આપી દીધી
કહે વેચીને લાવો કલદારી
સાંભળ પુત્ર તું વાતજ મહારી ૩

તેથી બેટા જરી હીમત આવી
લક્ષ્મી વગરની નકામી ચાવી
કરશે સહાય શ્રી કીરતારી :
સાંભળ પુત્ર તું વાતજ મ્હારી ૪
લક્ષ્મી કમાવવા સારૂ ઓ-બેટા :
જઈ પરદેશે ચાલો છેટા
હોય વીચાર તો કરોને તૈયારી,
સાંભળ પુત્ર તું વાતજ મ્હારી ૫

પુત્ર દોહરો

આપની આજ્ઞા પિતાજી ચાલવા તૈયાર છું
પરદેશે આવું સાથમાં ઉદ્યમનો ઇંતેજાર છું

શાંન્તાદેવી— લાવણી

શું કીધી પીયુજી વાત તમે તો છાની (૨)
કંઈ જવા વિચાર પરદેશ વાત મેં જાણી
કરજોડી કહું છું નાથ ખુલાસો દેશો (૨)
તમ દાસીની કંઇ વાત રદયમાં ધરશો
તમ માતુશ્રીએ પતી ભક્તી બહુ કીધી (૨)
માહરી છે ઇચ્છા કંઈ કહું ધરી પ્રીતી

પ્રીયકાન્તા—

શું છે રસીલી બોલો રદય મુજ પ્યારી (૨)
ઇચ્છા છે શું તમ દીલ બોલોને વ્હાલી

**શાંન્તાદેવી—** રાગ માઢ (વીરા વેસ્યાના યારી)

કહુ નાથજી પ્યાર' નયન તારા સુણોને પીયુ વાત
છો દીલ આધારાઃ રદય પ્યારા સુણોને પીયુ વાત
પતીભક્તીમાં ખામીજ માહરી તેથી હું માગુ માફ
અંતરથી દો સ્વામી આશીર્વાદ ટળી જાએ મુજ પાપ
બોલે દીન દારા વહે અશ્રધારા સુણો ને પીયુવાત
આપ માતુશ્રીએ પલ્લુજ દીધું તો લીયો તમે મુજ નાથ
પલ્લુ વટાવી રોકડા લાવો જાઓ ધંધા માટ
એ ઇચ્છા છે પ્યારા રદયકીનારા સુણોને પીયુવાત

દોહરો

ઇચ્છા આ માહરી મુજ વીનતડી સ્વીકારશો
સુખે દાગીના આપ લઇ પરદેશમાં સીધાવજો

ગઝલ

રસીલી બોલે છે આ વાત પીયુજી હા તમે પાડો
રસીલા ન દુભાવો નાર પ્રીતમજી હા તમે પાડો
તમારા દુખમાં પીયુ સદા અમ શીર તૈયાર છે
અહો એ ભાગ્ય ક્યાંથી અમ પીયુજી હા તમે પાડો
કરી જેણે પતી સેવા નમે જેણે દેવના દેવા
અમર જે નામ આજે છે પીયુજી હા તમે પાડો
લઇ પલ્લુ તમે પ્રેમે નથી મુજ હક્ક પીયરનો
વટાવી જાઓ પરદેશે પીયુજી હા તમે પાડો

પ્રીયકાંન્તા—                    દોહરો

વાણી તમારી સુણીને મુજ દીલડું હરખાય છે
ઇચ્છા કરો પુરી તમે મુજ દીલ શાક્ષી થાય છે

કવિ—

થષા તૈયાર પરદેશ જવા પીતા પુત્રની જોડલી
પાછા વહેલા આવજો ઘણુ જીવો એ બેડલી

ધીરજ–શાંન્તા—                    લલીત

સુખે સીધાવો હે પ્રેમથી પ્રભુ સદા સાહ્યતો ઓ કરો વીભુ
દીન દાસીને રદય ધારશો અંતરથી પીયુનવ વીસારસો ૧
રદય ભાવના સાચીએ પીયુ રહો સદા સુખી દીલ એ ચહુ
ધરીશ ધ્યાન હું આપ નામનું રાખી હમેશ હું ધ્યાન પુણ્યનું ૨
જીગરથી નહી વીસરૂ જરી સદા સુખી રહો કહુ ફરી ફરી
રદયનાથ મુજ વહેલા આવજો ઇજતરૂપી ધન ખુબ લાવજો ૩

( ઓવવજી સંદેશો)

સુખ કહુ સંસારમાં સતીને પતી તણું
પતી વગરની જીંદગી જાણુ નકામીજો
પતીની સેવા તેજ સતીનું ભાગ્ય
સતીનું શીયળ સાચો એ શણુગારજો        ૧

હું તો દાસી આપ ચરણની નાથ છું
સુખે સીધાવો વહેલા પીયુ આવજો
સતીનુ સાચુ ધન પતીનુ માન છે
અંતરપટના સ્વામી મુજ આધારજો ૨

પરદેશ જઇ શુભ કમાણી આદરો
વધજો લક્ષ્મી વધજો ઇજત માનજો
સદા પીયુજી ધ્યાન પ્રભુનુ ધારશો
તમ કીંકરીને નવ ભુલશો પ્રાણાધારજો ૩

દોહરો

સુખે સીધાવો નાથ નહી ચીંતા જરા દીલ લાવશો
દીલની મુરાદ પુરી કરી જલ્દી નીજ ઘર આવશો ૧
શુભ કામના શુભ વાંછના શુભ ભાવના પુરી થજો
શુભ કાર્ય કરવામાં પીશુ તંન મંન ધન સૌ અર્પજો ૨
છેવટ કહું છું પ્રેમથી આ દાસીને ભુલશો નહી
પરદેશથી વહેલા આવવા પીયુ તમે ચુકશો નહી ૩
માહ શુકલની પંચમીનું મુહરત ભલેરૂ કાઢીયું
શુભ શુકન શીર ધરી નીજ વહાણને હંકારીયું ૪
ભરદરીયે વહાણ ચાલીયુ દષ્ટી હવે છુટી પડી
કહે છે કવીવર પ્રેમથી ત્યાં કર્મની દશા નડી ૫

ગઝલ

થયું તોફાન દરીયામાં ચડયું છે વ્હાણુ વંટોળે
વાવાઝોડુ ઘણુ ચાલે ચડયું છે વ્હાણુ વંટોળે
પાણીના મોજા ઉછળે છે ઉતારૂઓ મુઝાએ છે
પ્રભુનું ધ્યાન સ ધ્યાવે ચડયું છે વ્હાણુ વંટોળે
થયો કંઇ કોપ દૈવ્યીનો પલકમાં શું અરે થાતું
હવે–તારો–હવે તારો ચડયું છે વહાણુ વંટોળે
મુઝાણું નર અને નારી ખલાસીઓજ મુઝાતા
સૂઝે ન હીશા કોઇને ત્યાં ચડયું છે વહાણુ વંટોળે
વહેવારીયો શેઠ સોમદત્ત પણુ પુત્રને ગોદમાં લઇને
બચાવ શી રીતથી કરવો ચડયું છે વહાણિ વંટોળે

દોહરો.

તોફાન દરીયા મહી વધ્યું શેઠ બહુ મુઝાય છે
પુત્રને લીધો ગોદમાં ધાર્યું ધણીનુ થાય છે
દેશ ત્યાગી પરદેશ ચાલ્યા એ ભાગ્યની ભાઇ વાત છે
તૂટી તેણી બુટી નથી ધાર્યું ધણીનુ થાય છે

શેઠ પુત્ર—

ગઝલ.

કરમ ઘટના નસીબોની નહી કો–નું ત્યા ચાલે છે
નાના મોટા સઉ સરખા નહી કો–નુ ત્યાં ચાલે છે ૧
ભલે હોય દાનો કે શાણો ભલે હોય રાજવી રાણો
જેવી કરણી તેવી ભરણી નહી કો–નુ ત્યાં ચાલે છે. ૨

ઘણા મોટા થયા દુખી તગદીરના ખેલ ન્યારા છે;
જેવી પ્રભુ તણી મરજી,નહી કોન્નું ત્યાં ચાલે છે. ૩
કરો મહેનત ભલે બાપુ,મળે નહી ભાગ્ય વીન કોડી;
કહે ભોગી સુણો સજ્જન, વીધીના લેખ ન્યારા છે. ૪

લલીત.

અરર ઓ પ્રભુ, સાહ્ય તો કરો;
દીન બાળકનું, દુઃખ પરહરો.
ઘણી આશાથી, નીકળ્યા અમે;
અરર ભાગ્ય શું, આમ તો દમે.
નથી કર્યો ગુન્હો, લેશ એ પ્રભુ;
અરર તારજો, નાથ હે વીભુ.
ઘર કુટુંબને, છોડી આવીયો,
પુત્ર એકને સાથ લાવીયો.
દયા કરી પ્રભુ. પ્રેમે બચાવો,
રંક કુટુંબ પર, રહેમ તો લાવો,
અરર નાથ ઓ, વાહાણ ભાગશે.
આશા ભરી મુજ નૌકા ડુબશે.
દયાનીધિ હવે, શરણ માગતો,
આશા ભર્યો રંક, આજ ડુબતો.

—o—

દોહરો.

તોફાની દરીયો થઈ જતાં, વહાણ ડુબી જાય છે;
સોમદત્ત અને પ્રીયકાન્ત, પરલોકે ચાલ્યા જાય છે.

સ્થળ:—સુવર્ણપુરમાં, એકાંતવાસમાં સાસુ અને પુત્રવધુ બન્ને જણુ પતિની ચીંતામાં.

રાગ—શું કહું કથની મારી રાજ.

સુણો વીભૂ મુજ અરજી આજ. સુણો.
પતી સમાચાર આપો આજ. સુણો પ્રભુ મુજ અરજી.
ત્રણુ ત્રણુ વરસો વીતી ગયાને મળે નાહી સમાચાર.
પતી પરાયણુ સદા સતી રહેતી. હવે કોનો આધારજ
રાજ. સુણો વીભુ. ૧

શાંન્ત સ્વભાવી પતીજ માહારા. વળી પુત્ર સાથ.
હાય હાય હવે ક્યારે મળશે. દીલમાં એજ ઉચાટ રાજ.
સુણો વીભુ. ૨

રાગ—શાંન્તા દેવી.

શાને કરો કલ્પાંત સાસુજી માહરા; (શાને કરો કલ્પાંત).
દુખ પડે ધીરજ ધરવી સાસુજી. કરોને મન જરી શાંન્ત
સાસુજી. ૧

ભાગ્યહીણુ આપણી પુજાઇ. તેમાં કોનો વાંક.
દૈવ રૂઠયો ત્યાં કોને દોષ દેવો. ખાલી મીથ્યા છોડો
ભ્રાંત; સાસુજી. ૨

જ્ઞાની જણો પણ શું શું વદતા, જે વીધીના લખાયા આંક.
દેવ પણ સમર્થ છે નહી સાસુજી; મારવા લેખપર ટાંક.
સાસુજી. ૩

આવી પડી જે શીરપર આફ્ત. વીયોગ મુજ પ્રીય કાંન્ત.
સ્નેહ સરીતા ક્યાં હવે જોશું. પણ તજવુ ન દીલ સત્ય. ૪

## દોહરા.

આવા વીચારમાં ખરે. દીન ઝાઝા તો વહી જાય છે.
પત્ની પતીના વીયોગે, દીન દીન સુકાઇ જાય છે,
ક્યારે મળે ક્વારે મળે. એ ભાવના દીલ ભાવતી.
આવ્યા કોઈ પરદેશથી. પીયુ સમાચાર પૂછતી,
પુછતાં સમાચાર એ મળ્યા, તમ પીયુ પુત્ર ડુબી ગયા,
આ જગતની જંજાળથી, કાયમ વીખુટા થઈ ગયા;
વાત આવી સુણતાં. દીલનો દીવાનુ થઈ ગયુ.
નાથના વિયોગમાં સર્વસ્વ મુજ લુંટાઇ ગયું,

ધીરજ—

## ગજલ.

અરે ઓ કાળ ગોઝારા; ગરીબને ક્યાં જઇ દમીયો,
અમારો દીનનો સંસાર. અરે શુ તુને ન ગમીયે,
ગયા ત્યારે હતી આશા થઇ તે આજ નીરાશા.
અમારા ભાગ્ય તો વાંકા, ગરીબને ક્યાં જઈ દમીયો,

મળે નહી પાસમાં પસા, મળે નહી અન્ન દાણા તો,
પુરૂ કયાં પેટનું કરવું, ગરીબને કયાં જઇ દમીચો.
હતુ જે પાસમાં ધંન કંઈ, સઉ તે નાથને દીધુ,
છતાં નહી રહેમ લાવ્યો તુ, ગરીબને કયાં જઈ દમીચો.
ગરીબાઇ મીટાવવાને, ગયાતા પતી ; પરદેશે,
એવી આશા હતી મોટી, ગરીબને કયાં જઇ દમ્યો.
અરેરે શું હવે કરવું, જઈ ક્યાં પેટ તો ભરવું,
લક્ષ્મી વીના ક્યાં જઈ રહેવુ ગરીબને કયાં જઇ દમીચો.
અરેરે નાથ એ માહાર., વ્હાલી તમ વીના ઝુરે છે,
દયા ન આવી યમરાજને, ગરીબને કયાં જઈ દમીચો.

શાન્તાદેવી— ( શાને કરે અભીમાન )

સાસુજી માહરા, શાને તમે ગભરાઓ (૨)
પતી વીયોગ જે બન્ને પડીયો,
દુખ દારીદ્રનો જુઓને દરીયો.
કલેશ ન દીલમાં લાવો, સાસુજી મહારા,૧
મોટા મોટા પણ જુઓ અંતે ચાલ્યાં.
કાળ ઝપાડે સૌને સુવાડયા,
માટે દીલને સમજાવો સાસુ. માહરા. ૨
ઉદ્યમ કરીને પેટજ ભરશુ,
પતીના નામને નહી લજવીશુ,
માટે હામત દીલ લાવો, સાસુજી માહારા. ૩

ઉદ્યમ સારૂ કહો શું કરવું.
ઇજ્જત રાખી પેટજ ભરવું.
એવી સલાહ બતલાવો, સાસુજી માહરા.
નીજ ધર્મમાં મસ્તજ રહીશું,
અનેક કષ્ટે નીતી ધરીશું.
હવે તમે ન મુઝાઓ, સાંસુજી માહરા.

આ પ્રમાણે પુત્ર વધુ પોતાની સાસુને આશ્વાસન આપી રહી છે તેવે વખત સાસુ બીચારીએ જીંદગીમાં નહી અનુભવેલુ એવું દુખ આવવાથી પોતેજ.

ગઝલ

કીધુ તે પુત્ર વધુ માહરી, શીખામણ હીત કરનારી
સમયની બાંધણી જુદી, સમય આધીન નરનારી.
નથી કંઈ આપની પાસે, ઉદર પોષણ ક્યમ કરવું,
પતીની આબરૂ સાચવી, કહો કામ શું હવે કરવું,
નીતીમય જીંદગી ધારી, શીયળની રક્ષા તો કરવી.
પરંતુ પુત્ર વધુ માહારી, દુનીયાને કઈ રીતથી જીતવી,
ઘણું હું મન વાળું છું, છતાં ઉદ્વેગ બહુ કરતું,
પતીને પુત્રના વીયોગે સદા મુજ મનડુ રડતું,
પ્રભુનો શો કર્યો ગુન્હો, સમજ કાંઇ તેની નવ પડતી
અરેરે શું થશે ભાવી, કઇ ભીતી પાપની નડતી.

દેખી પુત્ર વધુ તુને, ચીરાતી છાતી તો માહરી,
અરેરે બાળવીધવા તું, દશા તું થઈજ લાચારી.
હવે તું કહે એમ કરવું, નીતી નીયમને અનુસરવું
પતીની આબરૂ સાચવી, ઉદરનું પોષણ તો કરવું.

શાંન્તા—

( જરી બોલોજી બોલો. )

સુણો સુણોને મુજ વાતલડી (૨) મુજ વાતલડી (૨)
સ્નેહ ધરીને દુખજ સહેવું,
પાત્ર વીના દુખ કોઇને ન કહેવું;
વીતે તે જાણે નીજ આંતરડી; સુણો સુણો. ૧
ગમે તેવું થાય સારાને માટે,
દુનીયામાં ચાલવું નીતીની વાટે;
અંતરપટ શુભ ભાવ ધરી; સુણો સુણો. ૨
ધંધો કરી નીજ પેટને ભરવું,
પ્રભુ ચરણમાં ચીતડુ ધરવું;
શુદ્ધ નિષ્ઠાએ સુખની ઘડી, સુણો સુણો. ૩
માહાન પુરૂષોને દુખો પડીયાં,
ઘણી સતીઓએ દુખ ભોગવીયાં;
તોએ છોડી નહી નેકી જરી; સુણો સુણો. ૪
માટે વીચારો સાસુઓ માહરાં,
સ્વાર્થનાં સહુ સગાં થનારાં;
કર્મને આધાન દુનીયા પડી; સુણો સુણો. ૫

જ્ઞાનસમો નહી ધન, જગતમાં જ્ઞાનસમો નહી ધન (૨)
જ્ઞાન વીનાનું જીવન નકામું, બોલે છે જ્ઞાની વચન.
જગતમાં જ્ઞાન. ૧

જ્ઞાને દર્શન જ્ઞાને ચારીત્ર, જ્ઞાને તપ જીવન;
જગતમાં જન્મી જ્ઞાન ન લીધું, ધીક તેનું જીવન.
જગતમાં જ્ઞાન. ૨

મોટા મોટા મહિપતી મહર્ષી, જ્ઞાને જીત્યા જેના મંન,
લક્ષ્મીવાનોની લક્ષ્મી લુંટાશે, પણ પુજાશે બધે વિદ્વાન.
જગતમાં જ્ઞાન. ૩

સારૂ નરસુ જ્ઞાનથી સુજે, કરો વીચારી મનન;
મહાન મોટા સમ્રાટ આચાર્યો જ્ઞાને ધ્રુજાવ્યા દેવભુવન
જગતમાં જ્ઞાન. ૪

એ મુજબ પોતે પોતાની પવિત્ર સાસુને શુદ્ધ ભાવનાથી સમજાવતી રહી ત્યારે સાસુજી પોતે પોતાના મનમાં પોતાની પુત્રવધુના જ્ઞાનની પ્રશંસા કરતી હતી છેવટે પોતે પોતાનો ખુલાસો આપતી બોલી.

ધીરજ—

આશાગોડી

વીનંતી સ્વીકારો અમારી, પ્રભુ માહરા વીનંતી સ્વીકરો અમારી
દુખ દરીયે નાવ પડયુ અમ, ઉતારો ભવપારી. પ્રભુ માહરા
પતિ વીયોગે જીંદગી દુખી, કરો મદદ દિલધારી. પ્રભુ માહરા
ઉદ્યમ કરવા દીલ લલચાયું, આપો બુદ્ધિ તમે સારી. પ્રભુ માહરા

શાંત સમાગમ સંતોનો મળજો, એવી આશીષ માગુ તારી.
પ્રભુ માહરા.
કરવો ઉદ્યમ પાપ વીનાનો, ધર્મમય ભાવના ધારી. પ્રભુ માહરા
શુદ્ધ બુદ્ધિ અમ કાયમ રહેજો, રહેજો મતી સુખકારી.
પ્રભુ માહરા.
અંતઃકરણથી પ્રેમે નમું છું, સ્વીકારો વંદણા માહરી.
પ્રભુ માહરા.

દોહરો.

ઉદ્યમ દીલ વિચાર, આપ્યો ખુલાસો પ્રેમથી;
શોધવો ઉદ્યમ એજ, ધર્મ સધાએ સ્નેહથી,
દુનીઆની જંજાળ, આડીન આવે ત્યાં જરી;
સુખે ભરીએ પેટ, શુદ્ધ વીચારો આચરી.

શાંન્તા—

લાવણી. (હું નહીરે વરૂં)

મેં ઉદ્યમ તો (૨) શોધીને નક્કી કીધો,
પાપ કીંચીંત લાગે નહી, રસ્તો એવો મેં લીધો.
મંન મક્કમથી (૨) જરૂર ઉદ્યમ વશ કરવો,
શાંન્ત ચિત્તે પ્રેમથી, વિચાર શુદ્ધ આચરવો.
પ્રાણાંતે પણ (૨) નીતી ન્યાય ન તજવો,
સંતોષમય દીલ ભાવથી,પ્રભુસ્નેહ નહી વીસરવો

આ મુજબ સંવાદ પૂરો થયા પછી સાસુ અને પુત્રવધુ બંને એકજ વીચાર પર આવ્યા, અને નક્કી કર્યું કે આપણે

ન સ્વાશ્રયી જીવન ગુજારવું અને પેટનુ પોષણ કરી પ્રભુમય વન કરવું. એજ નીશ્ચય.

ઊદ્યમ વીના આ સંસારે, જીવન નકામુ ગણવાનું,
ઉદ્યમ વીના જગમાં બાપુ, કદી ન બીરદ વધવાનું;
ઊદ્યમ વીના જગમાં બાપુ, વીશ્વાસ કો નહી કરવાનું,
ઊદ્યમે વધંતી લક્ષમી જાણી, જરૂર આગળ વધવાનું
ઊદ્યમે તો જન સમાજે, જરૂર પૂછાણું થાવાનું,
ઊદ્યમ વીણ આ જીવન જગમાં, પશુતુલ્ય ગણાવાનું।
માટે ઊદ્યમ પ્રેમે કરવો, જીંદગી સાધન તરવાનું,
કહે ભોગીલાલ ઉદ્યમ વીના, કશું ભલું નહી થાવાનું.

ગઝલ.

સાસુજી શોધીયો) ઊદ્યમ, ચલાવુ રેંટીયો પ્રેમે.
ખરૂં એ સુખનું સાધન, ચલાવું રેંટીયો પ્રેમે.
નીતીની શીખ દેનારો, દુખીનો આશરો સાચો,
દયાળુ દુખ હરનારો, ચલાવું રેંટીયો પ્રેમે.
સમયને માન દેનારો, ભવીષ્યનો સુખ કીનારો;
ખરેખર દેવ સમ પ્યારો, ચલાવું રેંડીયો પ્રેમે.
સતીની ઇજત સાચવનાર, શીયલનું રક્ષણ કરનાર;
ખરોએ સંત સાચો છે, ચલાવું રેંટીયો પ્રેમે.
પુરૂ એ પેટનુ કરતો, જીવન એ સાદુ સુચવતો;
ભાગ્યાનો ભેરૂએ થાતો, ચલાવુ રેંટીયો પ્રેમે.

દુખીનું દીલ રીઝવનારો, શીયળનુ રસણુ કરનારો,
અનેકા પાપ હરનારો ચલાવુ રેંટાયો પ્રેમો.
ઉદ્યમ શોધ્યો ખરે સાસુ, વરસાવો હર્ષના આંસુ,
બનાવે જીવન એ શાદુ, ચલાવુ રેંટીયો પ્રેમ.

## દોહરો

અક્કલ ખુબ વાપરી, ફરી વીચારી દીલ,
સુખે ઉદ્યમ શોધી પોતે. હવે ન ઠરવી
ખરીદવા એ રેંટીયો, નથીજ લક્ષ્મી પાસ.
ક્યાંથી લાવુ રેંટીયો, મન તેથી ઉદાસ,

## ગઝલ

મુઝામણુ એથી બહુ થાતી, અરેરે છાતી ગભરાતી,
વહે છે અશ્રુની ધારા, સાંભળ પુત્ર વધુ માહરી.
ઘણો ધરૂ દીલમાં સંતોષ, છતાં દેખુ ભાવીનો દોષ,
જેવી કરણી તેવી ભરણી, સાંભળ પુત્ર વધુ માહરી.
ખરીદી રેંટીયો લેવો, કલદારને ક્યાં થકી દેવો,
મુઝામણુ એ ઘણી થાતી, સાંભળ પુત્ર વધુ માહરી.

## લાવણી ( નરસીંહ મહેતા ભક્ત )

સાસુ માહરી વાત તમારી, સુણીને ચીંતા હરતી,
અનેક આપત્તી આવે તોએ, ધર્મથી હું નવ ચળતી.
પતી પરાયણુ સદા પ્રેમદા, કેમ રહેવું એ હું શીખી.
નથી પાસમાં પઇસા વોએ પણ ટેક જરી નવ ચુકી,

તાંબા પીતળના ( વાસણ, વેચીને કલદાર લ.વો.
ઉદર ।તણુ તો પોષણ કરવા, જરૂર રેંટીયો મંગાવો,
ખુલાસો મેં દીધો, સાસુ, જરૂર ઉદ્યમ એ કરશો.
પુત્ર વધુ તમ બોલે સાચુ, ભવિષ્ય વીચાર ધરશો,
કષ્ટ પડતાં ધીરજ ધરવા. એ સીદ્ધાંતને દીલ કરશો.
સત્ય નીતીને વ્યહુવાર સાચવી,જીવનમાં નીતી અનુસરશો,

આ પ્રમાણે વીચાર કરી છેવટે નીશ્ચય ઉપર આવી અને રેંટીયો કાંતવો નક્કી કર્યો હવે તે પ્રમાણે દીવસો કાઢે છે નવી ખુબી એ ગોઠવી કે કહેવત પ્રમાણે વાત ન કરીયે રાતે અને વાતન કરીયે વાટે આમવીચાર કરી પોતાના ઘરમાં કોઈ ચીજ ન હોય તો તેની ભાષા બદલીને બોલવુ તેથી પાડોશી કોઇ જાણે નહી અને પોતાના પતિની આબરૂ ઘટે નહી. શાથી કે દુનીયાની કહેવત પ્રમાણે પોતે પોતાનો મોભો જેટલો વધારવો ધારે તે વધારી શકાય. તેવી રીતે સાસુ અને પુત્ર વધુ બને જણુ પોતાની શક્તીથી ઉદ્યમ કરવો.શરૂ કર્યો એમ કરતાં ઘણા દીવસ વહી ગયા ત્યારે એક દિવસના વખતે રાતના બાર વાગ્યા તે વખતે સાસુ અને પુત્ર વધુ બન્ને જણુ રેંટીયો કાંતવો શરૂ કર્યો તે વખતે સાસુનું (શીર) દુખવા આવ્યાથી સાસુ સુઇ રહી અને પુત્ર વધુ રેંટીયો કાંતતી હતી તે વખતમાં પોતાના પતીની હલકાઇ ન પડે તેના ખાતર દરેક ચીજની ભાષા બદલી નાંખવી તે સારી તેથી (વાત ન કરીયે વાટે ) અને વાત ન કરીયે રાતે તે મુજબ.

રાતના એક વાગે નગરચર્ચા જોવા સારૂ રાજા પોતે એકલો નગરમાં આવવાથી જે જગ્યા ઉપર સાસુ અને વહુ બન્ને રેંટીયો કાંતતી વખતે સાસુનું શીર દુખવા આવ્યાથી સાસુ સુઇ રહે છે તે વખતે રાજાને આવવું. અને વધુને બોલવું.

( વોહ. હરી વોહ જાય છે ) સાસુ બોલે છે. ( વોહ જાય તો જાણુ દે ) ( ઘરમાં વોહ નહી હે. ) આ શબ્દોની વાકય ચાતુર્ય રાજા સમજી શકયો નહી તેથી રાજા પોતે ખોટા વહેમમાં પઠી જવાથી રાજા પોતે.

## દોહરા

નગરમાં ચચા જોવા સ્વારી રાજાની આવતી
દુખી સુખી પ્રજા છે કેવી જોવાની ઇચ્છા ઉર થતી,
રેંટીયો કાંતે સતી સાસુનું સીર દુખાય છે.
સુતી સાસુ પ્રીતે કરી ત્યાંતો પછી શું થાય છે,
શું શું થવાનું ભાવીમાં ખબર કોઇને ન પડે
રાજા આવ્યો એ બારણે સતી શું શું ઉચરે,
સાસુ જ મારી સુણજો વોહ હરી વોહ ચાલ્યો જાય છે.
જાતો હોય તો જાવા દે નહી વોહ શીલીક દેખાય છે,
ભાષા અટપઠી સુણતાં રાજા ઘણો વહેમાય છે.
છે કોઇ કુલટાજ નારી એવું રાજા વીચારે છે,

નીશાની રાખી ઘર તણી રાજા જ ચાલ્યો જાય છે.
સતી પવીત્ર પોતે પછીથી ઉંઘમાં ઘેરાય છે.

ઘરની નીશાની રાખી પોતાના રાજ મહેલમાં ચાલ્યો જાય છે. બીજા દીવસે સવારે સતીઓ પોતાનું ધર્મ કર્મ નીત્ય નીયમ પ્રમાણે કરવાની તૈયારી કરતી તેવેજ વખતે ત્યાં રાજાના સીપાઈઓ સતીને પકડવા આવે છે. ત્યારે સતીયો ચમકી થર થર ધ્રુજે છે કે આવી અણધારી આફત સીપાઈ:—

( ક્ષત્રી કલંક )

સુણ સુણ અલી તું નાર. ( હુકમ તમપર થયો રે )
જલ્દી બોલાવે રાજા ધીરાજ, ,,
ન આવે તો બાંધો મુસ્કેટાટ.
માટે ચાલો તમ છોડી દો વીચાર, ,,
નહી કાલાવાલા ચાલશે લગાર. ,,
માટે લગાડો ન હવે તમે વાર, ,,
નહી આવો તો પડશે ચાબુક માર. ,,
પહેરો કપડાં ને થાઓ તૈયાર, ,,

આવો અચાનક હુકમ સાંભળી સતીઓ ગભરાઇ ગઈ. પણ લાચાર રાજાનું અપમાન કેમ થાય ખેર જેવી ભાવીની મરજી નીડર થઇ પોતે રાજસભામાં જવા તૈયાર થઇ તે વખતે પ્રભુની સ્તુતી ગાવા માંડી.

ભજન.

વારે પધારો નાથ.......મમ શીરતાજ.
દાસી દુખમાં,..........
ચુકી ન પતી ધર્મ.......આવે શર્મ.
દાસી દુખમાં,
કંઇ કરોને વીચાર.......દયા ધરો લગાર.
દાસી દુખમાં,
ન કીધો દુરાચાર.......ન હોઝ્યો વ્યભીચાર.
દાસી દુખમાં,
આનંદમાં રહેતાં અમે...કોયા પાપ જાગ્યાં કર્મે.
દાસી દુખમાં,
પતી ભક્તી સાચી હોય તો....
સાહ્ય કરજો આજ તો.
નહી તો જાશે દાસી દુખમાં,
જોડું છું પ્રભુ હાથ........જાવા બેઠી લાજ.
ઝાલો હાથ.......દાસી દુખમાં........
ફીકરી દુખમાં વહારે,

આ પ્રમાણે બોલતાં લાજ અને મર્યાદાની સાથે સાસુ અને પુત્રવધુ બન્ને જણ સાથેજ કચેરીમાં જવા તૈયાર થયાં કચેરીમાં જતાંની સાથેજ.

દોહરો.

તેડુ ન હોય તમાસા તે સમજજો દીલ સાથ.
વાત વાતે પોચતાં વાત થઈ શહેર મોઝાર.

જોવાનો ત્યાં ઠાઠ વાતો એવી થાય છે
હજારોની સંખ્યામાં લોક ચાલ્યા છે,

આ પ્રમાણે વાત વાતમાં હજારો માણસની મેદની કચેરીમાં ભરાઈ ગઇ. તમાસાને તેડુ ન હોય તેથીજ અત્યારે કોઇને આમંત્રણ નહોતું પણ તમાસો ધારી હજારો લોક કચેરીમાં ભેગું થયું, લોકો પોતાની મરજીમાં આવે તેમ વાતો કરે. પણ આખર સત્યનો બેલી પ્રભુ.

રાજા પધાર્યા સીંહાસને ત્યાં ન્યાય બેનો થાય છે.
ત્યાં વહુ સાસુને શું કહે નહી કોઇથી સમજાય છે,
સાસુ માહરી સુણજો આજ (વોહ) તો દેખાય છે.
સાસુજ બોલે ( વોહ ) નહી પણ ( વોહ ) મંને સમજાય છે,
આવો સ્વાલ જ્યાં સાંભળી રાજાજ ગુસ્સે બહુ થયો.
શું બોલો છો રંડા તમે શું ગાંડો તો મુજને ગણ્યો,

જે વખતે રાજા કચેરીમાં સીંહાસન ઉપર બીરાજ્યા ત્યારે સાસુ અને પુત્રવધુ પણ કચેરીમાં હાજર થઇ ગયાં હતાં તમાસો જોવાસારૂ હજારો સ્ત્રી પુરૂષો પણ હાજર હતા. તે વખતે પુત્રવધુ બોલી સાસુજી આ રાજા તો ( વોહ ) છે, ત્યારે સાસુ બોલી છે તો (વોહ) પણ, [ વોહ નહી ) આ શબ્દો સાંભળતાં રાજા એકદમ ક્રોધે બરાઈ ગયા અને ન બોલવાના શબ્દોનો પ્રહાર વાપરવા માંડયા, પણ આપણી વાતોની નાયક બંને પવિત્ર સતીયો પોતે રાજાની સામે

બહુજ શાન્ત અને ગંભીર પણે પોતે જવાબ આપવા માંડયો.

## ગજલ

પરમ પવીત્ર પ્રજાના પીતા આપ વાત સંભળજો.
બોલાવ્યા કીયા ગુન્હેથી ખુલાસો તે જરા દેશો,
નથી કંઇ ગુન્હો મેં કીધો છતાં પકડી મંગાવો છો;
ન બોલાય તેવા શબ્દોથી અમારૂં દીલ વીંધો છો,
બતાવો પુત્રીના પીતા શાને કાજ અહીં બોલાવ્યાછે.
સતી તો હાથ જોડીને ગુન્હાની વાત પુછે છે

આ પ્રમાણે જ્યારે રાજાને જવાબ આપ્યો ત્યારે રાજા જરા શાંત થયો ત્યારે રાજાએ પુછયું કે, ગઇ કાલ રાત્રીને વખતે બાર વાગ્યાના સુમારે તમારા બેજણ વચ્ચે શું શું વાતચીત થઇ હતી તેનો જવાબ આપો તે વખતે સતી બોલી: પ્રજાપિતા આપનું સમજવું ભુલ ભરેલું છે રાત્રીના મારી સાસુજીનું માથું દુખવા આવેલું તે વખતે મારી સાસુ સુઇ ગયાં હતાં તે વખતે આપની સ્વારી કદાચ આવી હોય તો પ્રભુને ખબર-પણ તે વખતે હું નીચેના શબ્દો બોલી હતી તે શબ્દો પણ અમો અમુક ભાષા તરીકે વાપર્યા હતા

પુત્રવધુ: વોહરી વોડુ જાય છે:-હે સાસુજી દીવો જાય છે

સાસુ:-વોહ જાય તો જાણેદે ઘરમાં વોહ નહી હે:-દીવો જાય તો જવાદે પણ ઘરમાં તેલ નથી.

આ જવાબમાં તમે ઊંધું સમજીને અમને કચેરીમાં બોલાવ્યા કયા ગુન્હાથી કયા અપરાધથી, આ વાત રાજા સાંભળી રાજા દીગ ગયો પુછયું આવી ભાષા બદલવી કેમ પડી અને તમારે સારા કુટુંબમાં રેંટીયો કેમ કાંતવો પડયો ? વખતે પોતાના પર જે જે વાતો વીતી હતી, જેવું બન્યું હતું, તેવું સંક્ષીપ્તમાં કહી બતાવ્યું: ત્યારે રાજા ઘણો ખુશ થયોઅને સતીઓનું ઘણું રહસ્ય અને ઘણીજ સાદાઇથી પોતે ધન્યવાદ આપવામાં કચાશ રાખી નહી.

પછી રાજા બોલ્યો કે, તમારી વાત સાંભળી હું ઘણું સંતોષ પામ્યો છું. પણ જ્યારે તમને કચેરીએ પકડી મંગાવ્યા ત્યારે તમારી પુત્રવધુ શું બોલી તેનો અર્થ સમજાવશો ત્યારે તમે પાછું જે કીધું તેનો પણ ખુલાસો સમજાવવા કૃપા કરશો.

## દોહરો

શાન્તા:—કીધું વચન મેં જે અહીં તેનો ખુલાસો આપું છું,
ગુસ્સો ન લાવો દીલથી એવું વચન હું ઇચ્છું છું;
બોલો એ સાસુ માહરા વોહરી આતો વોહ સહી,
મેં કીધું પેણુ હીમતથકી વાહ-તો છે પણ વોહ નહી.
તેનો અરથ સમજાવીને સંદેહ આપનો ભાગું છું,
અક્ષર ખોટો હોય તો શીક્ષા તેની ઉઠાવું છું.

રાજા સાંભળો–મારી પુત્રવધુબોલી કેઃ વોહરી આ તો વોહ હે મેં કીધું:— વોહ તોહે પણ વોહ નહીઃ

અર્થાતઃ વોહરા આતો વોહ છેઃ હે સાસુજી આતો રાજા છે. વોહ તોહે પણ વોહ નહી છેતો રાજાજી પણુમાથે શીંગડા નથી

આ વચન સાંભળતાં રાજાના ગુસ્સાનો પાર રહ્યો નહી પણ, લાચાર કે વચન–આપી દીધું તેટલે કંઈ ન કરતાં બંને સતીયોની કીમત ચાતુર્ય તથા પતીભકિત સંપુર્ણ ભકતીવાળી બની તેથી પોતે નીચેના વચન સતી-ઓએ સંભળાવ્યાં

દોહરો

બંને બેની છો માહરી હુ તો તમારો ભાઇ છું
કીધી છોકર મત મેં ઘણી તેની માફી માગું છું,
સરપાવ આપું પ્રિતથી તે કૃપા કરી સ્વીકારશો,
આપું વચન હુ પ્રેમથી કામ પડે સંભારશો
શ્રોતાજનો સૌ સમજીને આ દાખલો મનન કરો.
એનોજ સરવે સમજીને પતીભક્તીપર પ્રીતી ધરો;
દુઃખ પડે કસોટી થતાં જેથી નહી ગભરાઓ જો,
સોનું કસોટી પર ચડે કીમત તેની થાય જો;
રેંટીયામાં શીયળ, અને શાન્તી અને ક્ષમા રહી.
વીધવા સ્ત્રીઓની લાજ પણ રેંટીયામાં તો કહી,

એવો સાધુ સન્યાસી રેંટીયાને તો ભજો
ભોગીલાલ બોલે શાંતીથી સ્મરણ તો તેનું કરો.

આ વાર્તાનો ટુંક સાર સ્ત્રીઓએ પોતાનું સાદુ જીવન કેમ કરવું પતી તરફ કેવો પ્રેમ અને ભક્તી બતાવવી. પતીના દુઃખ વખતે પોતાની વ્હાલી ચીજની પણ દરકાર ન કરવી. પરાઈ ચીંતા–નીંદા કુથળી મુકી પોતાનું આત્મ કલ્યાણ કરવું તે દરેક સાર્થક ફક્ત રેંટીયામાંજ છે માટે ધ્યાનમાં રાખી પતીભક્તિ એજ મોક્ષનુ પવિત્ર સાધન છે.

ગજલ.

આખરે સત્ય તો તરતું. નગર જણ ખુશ બહુ થાતાં.
શીયળવંતી સતી નારી દેખીને સ કો હરખાતાં;
થયો ત્યાં રાજવી ખુશી વર્ષાસન ત્યાં કરણી બાંધે.
સાદાઇમાં જીવન ગુજારો આશીર્વાદ ત્યાં કરણી આપે,
સદા જો હિન્દની નારી પવિત્ર પ્રેમ જો ધારે.
સદા કુળની શોભા સારી વધારી દીનને તારે,
વળી જે પ્રેમ સાસુનો સદા જો હૈયામાં ધારે.
સદા ક્લેશ પણ દૂર થાય સદા સુખી તે સંસારે,
સાદાઇ જીવનનું વૃત્તાંત બુદ્ધીથી તો પુરૂ થાતું.
ભોગીલાલ અલ્પ બુદ્ધીથી બોલે સતીત્વ સતીઓનુ ઝળકતું.

આવી પવિત્ર હીંન્દની રમણી પવિત્ર પતી પ્રેમ મેળવી સંસાર સાગર ન નૌકા પાર પાડે અને શુદ્ધ નીતી ચારીત્ર વતી પોતાની પ્રજા પર પણ સારા સંસ્કાર પાડે.

એજ વીનંતી.

## પ્રેમ પુષ્પાંજલી.

સત્વ ગુણમાં જેનું અંત કરણ ડુબી ગયું છે. તે મહાત્મા સાધુ અને વીર છે તે લોકો પોતાનું ક્ષુદ્ર જીવન ત્યાગ કરી એવું ઈશ્વરી જીવન પામે છે કે તેના માટે સંસારના કુલ અગમ્ય માર્ગો સાફ થઇ જાય છે આકાશ એમના ઉપર વાદળની છાયા કરે છે પ્રકૃતી એની મનોહર માયા ઉપર રાજ્ય તિલક કરે છે આ અમારા આગળના રાજા સાધુ ત્યાં માહાત્માઓ આજે હીરા અને લાલ પન્ના જડેલા સોના ચાંદીના સીંહાસન પર બેસવું અને ગરીઓના ગળાં રેંસી મેળવેલી મીલ્કત પર તાગડ ધીન્ના કરવું અને પોતે મુર્ખના નાવિર થવું એ જરી મલમલ અને ઝવેરાતથી લાદેલ માંસના પૂતળાઓ હરદમ કંપતા રહે છે. ધ્રૂજે છે, ડરે છે, શું કરે, બીચારા પરોપકારના રસ્તે જતા વખતે પોતાની ઐશ્વર્યતા નષ્ટ થશે, માની ડરે છે બીજું સરકારી રાજ્ય દરબારી સત્તા માણસોના શરીર લગી પહોંચે છે પણ તેમના ઉંડા અંતઃકરણને કોરવા તેવામાં શકતી નથી.

લેખક વસંત.

### કલ્યાણ ગઝલ.

# સન્મીત્ર બાળ ગાંધર્વ રા. રા.

## સંગીત ભાસ્કર માસ્તર વસંત.

( ભાવે નહી ભગવાન ભજ્યા )

ભાવે નહી ભગવાન ભજ્યા તો
ભૂતળ જન્મ ધર્યો ન ધર્યો છે.
દાન દયા વિન્તા વિણુ :તિર્થે
ફોકટ ફુલી ફુર્યો ન ફુર્યો છે. ૧
કેશવ કિર્તન કાર્ય કર્યા વીના
કર્મનો કોટ કર્યો ન કર્યો છે
તૃપ્ત થયા વીના તૃષ્ણા તૃષ્ણા ધરી
જડ જળમાં હે તર્યો ન તર્યો છે. ૨
માયા મોહ મદને મત્સરથી
મંનમાં મોહ ભર્યો ન ભર્યો છે
વસંત ઓળખ અવિનાશીને
અન્યથી અથ સર્યો ન સર્યો છે ૩

૯૭

# જગ માન દામને કીર્તિ

(નટ કેદાર તેવરો)

જગ માન દામને કીર્તિ માટે સંકટો કંઇ કંઇ સહ્યા,
નિજ પુત્ર મીત્ર કલત્ર તો પાર્થે અસહ્ય વારે વહ્યા
ત્વરીતે તિમિર એ નાસતાં છાનુ રહ્યુ કે રખાયના,
પ્રભુ પ્રેમ પંથે ભરાય પગલું એક પાછું ફરાયનાં. ટેક૦
ગાન્ધર્વેની નગરી દ્રગે દેખાય પણ પળ એક ના,
છેદાય ભેદાય અવદશા એજ કાચા ટેકના,
અસદાત્મભાવ સદૈવ તદવત પારો અન લે ધરાય ના,
પ્રભુ પ્રેમ પંથે પળાય પગલું એક પાછું ફરાય ના,
જનમ્યા જગતમાં તેને મરવું માનજો અવસ્ય છે,
કાયમ કૃતિ કરી જાતાં કહોને ભાઈ કાં આલસ્ય છે,
વસંત આ મોંઘું મનુષ્ય જીવન પુણ્ય વિના પમાય ના,
પ્રભુ પ્રેમ પંથે પળાય, પગલું પાછુ ભરાય ના.

જેને માત તાત તણી પ્રાર્થના નથી તે ગાઈ,
પ્રભુ કેરી પ્રાંર્થનાને ગાઈ તે ના ગાઈ છે.
આંહિ નહિં માત તાત તણી પુજા ચિત્ત માંહી,
પ્રભુ તણી પુજા ચિત્ત ચાહી તે ન ચાહી છે.

જેને માત તાત તણી આંતરડી ઠારી નહો,
અન્ય તણી આંતરડી ઠારી ન ઠારી છે.
આમીન પ્રસાદી માત તાત તણી મન કરી,
પ્રભુની પ્રસાદી ગણી પ્યારી તે ના પ્યારી છે.

( ૨ )

માત તણાં ઉપકાર બરાબર, અન્ય નહી ઉપકાર એકે,
માત તણી મમતાની બરાબર, અન્ય તણી મમતા કુણ લેખે;
માત તણા ઉપકારની કીમત, રાજ્ય તણી રીદ્ધીથી અધકીછે,
માત તણી મમતાની કીમતથી, અવધી અવધી અવધી છે.

સંગ્રાહક—મારતર વસંત.

---

નાણું વડે નાચરંગ, નાટક, તમાસા નવા,
નાણું વડે નારીનાં ચરિત્ર ચિતરાણું છે.
નાણું વડે ગાડી લાડી વાડી પણ પાળી શકે
નાણું વડે નામ ઠામ છાપામાં છપાણું છે.
નાણું વડે શરીરના સારા શણગાર હોય,
નાણું વડે ખાનપાન અખૂટ અથાણું છે.
કેશવ કહે છે ગાદી તકીયા, હીંડોળા ખાટ,
બારીયો અટારીયોમાં નાણું છવરાણું છે.

સંગ્રાહક—માસ્તર વસન્ત.

---

સુધારા માંહે ભળેલી પેલી ફેશનની ઘેલી છકેલી,
છએલી મચેલી પુરી બહારમાં. ૧

સાડી અર્ધ હોડેલી, કટી પોલકે કસેલી,
ઘડી ખીસે લટકેલી, બેઠેલી રહે બજારમાં. ૨

રૂમાલે બાંધેલી વેણી, ચશ્મા ચડેલી,
આંખો છત્ર બૂટથી છકેલી, છાટેલી શૃંગારમાં. ૩

બદફેલી વાળી કેલી ઉધરેલી ને બનેલી,
બગડેલી બાનુ ગહો, સુધરેલી આ સંસારમાં ૪

( ૨ )

લાજ કીધી ત્યાજ આજ કાલ જાણે મળ્યુ રાજ;
કામકાજ કરવાની ના ઉચ્ચારાય છે,
બાજ જેવી ગાજછી, અવાજ પાજ તણો સાજ,
ખાસું બાજ સાંજ પ્રતિ હવાજ ખવાય છે.
પાજ સતિત્વની તોડે, અંદાજ ન ઉપજતો,
દાઝ દીનની ન બાજ હોટલે લેવાય છે.
છાજતુ નથી ઈલાજ લેવા નર છે નારાજ;
તાજ અનીતીનો અંજ સુધારો મનાય છે.

આર્ય સન્નાર

( ૩ )

ઉછરતી બાળા પ્રતિવૃત પાળવામાં મતી,
પ્રથમથી રાખી વૃત્તિ સબળ સુધારશે.
સીતા સતી દમયંતી, દ્રૌપદી આદિની કૃતિ,
પવિત્ર પ્રતિમા રૂપ, ઉરમાં ઉતારશે.
કિર્તી થશે તો છતી, સુધરશે સંતતી,
ને સંપતી સંસૃતી સુખ શતધા વધારશે.
અંતે ઉત્તમ ગતિ ને ઉન્નતિ ઉજ્વળ અતિ,
પતિ ચરણમાં સતી, તરશે ને તારશે.

સંગ્રાહક—બાળ.ગાંધર્વ માસ્તર વસન્ત.

( મીત્ર પ્રેમ-પુષ્પાંજલી પુરી. )



# શ્રીયુત પાદરાકર. કૃત.

અમે જોગીઓના બાળ. એ રાહ

અમે જોગીઓના બાળ,
વિશ્વતાપ તાપીને તપાવશું.
દઇને સિંહ સમી ફાળ
પ્રેમયોગ સાધશું સધાવશું
અમે પશુતાના કાળ
પ્રેમયોગ એકજ આરાધશું.
અ વીરના સંતાન
કર્મવીર બનીને બતાવશું.
અમે ખુદ આત્મારામ
અમરપદ પામીને પીરામશું.

---

## તુ તને પીછાન

ઝળકતી વીજ અજવાળે પરોવી મોતી લે-લે-લે
ચલી ચલી ઓ ચલી જાશે પછી તુ વ્યર્થ પસ્તાશે. ૧
ઇજ્જત ધન માન ને મીલકત બધી તારીજ છે સરજત.
ત્હેને બાંધી એ રાખે ઝટ ઉડી જો યાર ઉડાશે. ૨
ભણ્યો અંગ્રેજી એથી શું વકીલ ડોકટર બન્યાથી શું.
કળા કવિતા રચે શું શું જીન્દું ત્હારૂં સફળ થાશે. ૩

લગાડી લે ( અસલ ) લગની મોહબત છોડ મીટ્ટાની.
ન હીંમત ત્હારી કોડીની ચિંતા ઉપર ઝુલાશે. ૪
ન થા કાજી ઘરો ઘરનો હુકમ અલબત ગુરૂધરનો.
લવારો સુણુ પાગલનો રમત જલ્દી પતી જાશે. ૫

---

## શ્રી સદગુરવે નમઃ

---

### ભજન.

આતમ જ્યોત જગાવો મસ્તો મંનને મારો. આતમ
પળપળ પારખ લાખની જાએ જ્ઞાન વિવેક વધારો
સહજ સમાધિ પામી સત ચીટી આનંદ અપરંપારો
મસ્તીનો ઓરજ લ્હાવો. આતમ. ૧
ઈડા પીંગળા નદીઓ લ્હેરે સુષમણા સહધારો
ત્રીવેણી ત્રટ પર આસન મારી આતમ કાજ સુધારો
સમાધીનો ઓર સીતારો આતમ ૨
ધ્યાન ધારણા ધરી સમાધિ સ્વાનુભવે ઉજીયારો.
ઘટ ઘટ પરઘટ પરખાશે રગ રગ અમૃત ધારો.
આનાહંત નાદના તારો. આતમ. ૩
હું તું ભેદ બધાય વિસાયો અભેદ માર્ગ હમારો.
આત્માનંદની ઓર ખુમારી મસ્તી મઝાની વિસ્તારો.
જુવો પ્રભુ પરઘટ પ્યારો. આતમ. ૪

તુન તુન બજાવત રસીયા રગરગ રસ રણકારો
સુણે ઓલિયા મસ્ત ફકિરો પામરનો નહિ આરો.
મનુ સમજે શુ બિચારો આતમ. ૫
મરી જાણજો જીવતા વીરલા તજી વિષય વિકારો.
બ્હેરા મુંગા પગું બનતાં પાગલ પામે પારો
દાટયા ગણાય ગમારો આતમ. ૬
સદ્દગુરૂ સેવે શાણા મળશે જ્ઞાન તણા અલંકારા.
પરમયોગ પ્રકટાવે પ્રભુરામ ગુરૂ ભવતારણ હારો.
જયોતી ઝગમગશે યારો આતમ. ૭
સત્ય જ્ઞાન આત્માનું થાતાં વાગે આનંદ તારો.
બજવૈયો કોઇ મસ્ત ફકિર અને પામે કો ઘેલા ગમારો.
મણીમય ગુરૂ ગમ ધારો આતમ. ૯

# સ્વાનુભવનો બહાર.

(આશા) (ક્યા માગુ ગુણ હીણા એ રાગ)

આનંદ અનહદ થાય સ્વાનુભવે આનંદ અનહદ થાય.
અપુર્વ યોગ સમાધિ પામતાં સ્વરૂપ નિજ સંમજાય.
ૐકારે કોઇ અદ્દભુત જયોતિ પ્રકટ પરાત્પર થાય.
સ્વાનુભવે. ૧

નાદ અનાહત થાય અંતરે તું તું તું સંભળાય.
ભુલી વિશ્વને સોહમ સાથે અપુર્વ આનંદ થાય.
સ્વાનુભવે. ૨

હું ને હું વિસરી તું સ્થાપું સર્વ અભેદ જણાય.
અજબ અવિરલ રસ મસ્તીમાં આજ હૃદય તો ન્હાય.
સ્વાનુભવે. ૩

સત્ય જ્ઞાન આત્માનું થાતાં જડ ચૈતન્ય જણાય.
પર વસ્તુ ત્યાગી સુવિવેકે નિજનુ તુ તે ગ્રાહ્ય.
સ્વાનુભવે. ૪

હું–કર્તા હું ભોકતા મ્હારા કર્મ તણો મહીમાય.
મુજ આત્મના અપૂર્વ બળથી પ્રભુપદ સહજ પમાય.
સ્વાનુભવે. ૫

લક્ષ અલક્ષ્ય અમોઘતત્વ એ આત્મ તણુ સમજાય.
સહજ સમાધિ પામી સતચીત્ત આનંદ દિવ્ય પમાય.
સ્વાનુભવે ૫

અપૂર્વ ભાવે કર્મ તોડતાં જ્ઞાન સ્વરૂપ થવાય,
રાગ દ્વેષ જોતાં સમજાએ પરમ તત્વ પળ માંહ્ય.
સ્વાનુભવે ૭

તહા મળે અદ્દભૂત અનેરો આનંદ અંગ ન માય,
મણીમય મૂકતી મળે પલકમાં જ્ઞાની ગુરૂની કૃપાય.
સ્વાનુભવે ૮

## ( ગુરૂનામકી ગોળી )

ગોળી હય ગુરૂ નામકી ચોટ હુય આસમાનકી
તાકવું નીશાન સંતો ગોળી હય ૧

ષડરીપૂ તજ દઢા સને ધર ધ્યાન અજપા રાહકી
સુષુમણામાં તું જઇ ત્રીવેણી ગંગા પારકી. ગોળી હય ૨

અલખ જયોત જગાવી જોણું નાદ નીરખ્યો નેહથા,
ચીત્યો ચીદાનંદ તેણે રાહ એહ ભવ પારકી. ગોળી હય ૩

આલખ નાથ નીરંજ નીરખી જ્યોતી જુઓ બ્રહ્માંડકી
દેહ ડુંગરમાં વસે ભરમાઓના ભ્રમા થકી. ગોળી હય ૪

શ્રદ્ધા સજે સૌ થાય છે. કર કામ તું આ નેકથી,
આળસ તજી કર અઇકકતા મણી સુખ નિદ્રા જાગકા.
ગોળી હય. ૫

---

## જીવતા મરો.

ખુદાકા નૂર જો ચહાતા હય, જીતા મુર્દા હો જાતા હય
મરે જા આપ આપોસેં કરૂન કરલે એ મુર્દોસેં,
કફન દે મન મીટ્ટીસેં અપન અમર હો જાતા હય. ખુદાકા ૧
પલકમેં શલક હોતી હય ખલકમેં ખલક જાતી હેં,
અંજબ ગેંજબ ન ઇન્સેં હય મણી એ નુર જાતા હય. ખુદાકા ૨

# અલખ ધૂન.

( રાગ એક તાળાનો )

અલખ શું અવિહડ સૂરતા ચઢી જઇ નિશ્ચયના મહેલે,
ઓહમ સોહમ સાધે મુનીવર શુન્ય શીખરપર ચઢી. અલખ ૧
અગમ નિગમ શું ભાન કરીને વગર શલાટે ઘડી. અલખ૦ ૨
ત્રીવેણીના તટપર એ શોભે બ્રમાનાદની ઝડી. અલખ૦ ૩
દવાર દઢાસન રાખ્યુ તેહનું ધ્યાન યોગ લાકડી. અલખ૦ ૪
પ્રાણાયામ પસ સાદ કરીને મણી નીશામાં પડી. અલખ૦ ૫

# શું ડરવું.

મરવું ધર્મ શરીરી સૌનો.

એમાં તે શું કરવું,
પટકુળ બદલી પીયુને મળવું.
ગગન ઉપર ઘર કરવું. બાબા એમાં તે શું ડરવું. ૧
પીર પેગંમ્બર અવતારિ ને,
પડે શરીરં બદલવું;
એવું મરવું સંતોનું ભાઇ,
મહાજળે જળ મળવું. બાબા એમાં તે શું ડરવું. ૨

ધણીની થાપણ ધણીને સોંપી,
મટો ગયું સાચવવું,
આતમરામ ન ફકરા થઈને,
વાયુ લહરવત્ ફરવું. બાબા એમાં તે શું ડરવું. ૩.
જીવતાંને ભય મરવાનો ભાઇ,
પળ પળ નામ સમરવું;
સાગર સુવો ગુરૂને હાથે,
ફરી ફરી નથી મરવું. બાબા એમાં તે શું ડરવું. ૪

## દર્દના સત્કાર.

જ્યમ જ્યમ દર્દ આવ્યા કરે, ખૂબ ખૂબ ખુશી ત્યા માનવી,
સમજી જવું કે દિલબરે કઇ ભેટ આપી નવી નવી. જ્યમ.૧
સુખ કાજ શાને આથડે, સુખ દુખ બધું છે મન વડે;
મનથી ચઢે મનથી પડે, મનથી બન્યુ છે માનવી. જ્યમ. ૨
આશક થવું નથી મશ્કરી, દીલદાહની ખરી દીલબરી;
આ ખલકને ખાલી કરી, મહાનગી બતલાવવી. જ્યમ. ૩
શી પ્રીત ચીજ અહો બડી, ન ટકે બીજી જ્યાં વાતડી,
ખપ હોય તેણે અબ ઘડી, સારી જહાંને પી જવી.. જ્યમ. ૪

# દુનીયાના ઉંધા ચશ્મા.

ગઝલ

દુનીયાના ઊંધાં ચશ્મા, ડાહ્યા દિવાના લાગે,
નરસીંહ હતો દીવાનો, મીરાં હતી દીવાની,
ભક્તિ સુધા પીનારાં, ડાહ્યા દીવાના લાગે. ૧
જે પ્રેમના સુપંથી, નિજ પ્રાણને વીસાર્યા,
ફરહાદને એ મજનુ, ડાહ્યા દીવાના લાગે. ૨
જે કર્મવીર ગાંધી, જઇ જેલમાં વીરાજ્યા;
તે પણ જગતની આંખે, ડાહ્યા દીવાના લાગે. ૩
મણિ મસ્ત એય ઘેલો, પાગલ માંહિ પહેલો;
લાલન બધાંની નજરેઃ ડાહ્યા દિવાના લાગે, ૪
કમળાનો રોગ જગને, પીળુ તમામ ભાસે;
પાગલ તો જગથી ત્રાસે, ડાહ્યા દિવાના લાગે. ૫
જગને જરૂર જરની, આત્માની ના ના પરવા;
મણીને જરૂર ધરની, ડાહ્યા દિવાના લાગે. ૬

---

કાગા ચુન ચુન ખાઈ ઓ,
સબ યહ તનકા માંસ.
મત ખાઇ ઓ દો આખીયા
મોરે પીયુ દર્શનકી આશ. ૧
કામ છોડે તો, શામ થવાય.
રતી છોડે તો, સતી થવાય. ૨

કોઇ જ્ઞાની જાનત જ્ઞાન હય, જીને લક્ષ લીયા ૐકાર
પલક એકમાં પલટે અખા, પછી કાંપચી મરે સંસાર. ૩
પ્રીતમ પતીયા તમ લીખું જબ તુમ હો બીદેશ.
તંનમેં મંનમેં નેનમેં વાકો કયા સંદેશ. ૪
જેને જેશું પ્રીત તે તે અર્થે મરી મટે.
છે એ જગતનીરીત. વિઠ્ઠલ વિષય તજી પ્રભુ રટે ૫
સ્વપ્ના કેરી સુન્દરી દીએ કુપમાં ડાર
વે તુલસી કુપ સેજીવે જીને મીલી તત્કાળ ૬
દર્શન દર્શન સૌ કરે. દર્શન આતમ રૂપ.
કરતાં શિવ સુખ સંપજે. પડે ન ભવ જળ કુપ ૭.
આતમ સાખે ધર્મ જ્યાં ત્યાં જનનુ શું કામ.
જન મંન રંજન ધર્મનું મૂલ ન એક બદામ. ૮
હોવે તંન મંન અલપતા જનકે સંગ નિમીત
જન સંગી હોવે નહી તાતે મનિ જગ મીત, ૯
કેવળ આતમ બોધરે પરમાર્થ શીવ પંથ,
તામે જીનક મગનતા સોહી ભાવન ગ્રંથ. ૧૦
પડી પાળ ક્યા પાવનો મીટયો ન મનકો ચાર,
જ્યુ કોલુકે કે બેલકો ધરહી કોસ હજાર. ૧૧
જ્ઞાન બીના વ્યહવારકો કયા બનાવત નામ,
રત્ન કહો તો કાચકો અંત કાચકો કાચ. ૧૨

---

ધન જોબનકા મત કરો ગુમાન જાવો તરૂવર પાકા પાના
લગત વાયુ અંદે જડ પડતા તો તે પર એ
તાકયા કરના. ૧૩

જીન પ્રેમીયોકા કર્મ બસ નિઃસ્વાર્થ માત્ર હય
વોહી જગતકી જ્યોતી ઉજવળ પ્રેમકે સત્પાત્ર હય
જીસે પ્યારા જગત હીત ઓ
લોક સેવા જીસે હૈ,
સાધુ સચ્ચા અવનિ તલમેં
આત્મ ત્યાગી વહી હૈ
પ્રેમ મય હો જાઓ
સબપર પ્રેમકી રખ્ખો નજર
પ્રેમકી ધારા બહાદો
જીવધારી પાત્રપર

---

પુદ્ગલસેં રાતો રહી જાણે તસ નિધાન.
તસલાભે લોભે રહો અહિતમ અભીધાન,
પુદગલ ભાવ રૂચે નહી તાસેં રહે ઉદાસ
સો અંતર આતમ લહે પરમાનંદ પ્રકાશ

---

લીલુડા તરૂ રસ ભર્યાં કાપે અંગો અંગ
બાળે છે દે બળ કરી તોય તજે નવરંગ
અલખ રસ મસ્તાન જે બ્રહ્માનંદે પૂર
આત્મજ્ઞાની દોહ્યલા મીલે નુરાની નુર

લેખક—

મારા વ્હાલા મીત્ર શ્રીયુત પાદરા ઠર કૃત્યની કવિતા પૂરા કરતાં મને લખતાં આનંદ થાય છે મારા પુસ્તકમાં શ્રીયુત પાદરાકરે કૃપા કરી પોતાની અલભ્ય કવિતાઓનો સંગ્રહ મને છપાવવા માટે જે ઉદારતા બતાવી છે તેના માટે લેખક તેઓશ્રીનો આભાર માને છે,

જૈન કોમના પરમાહિતેચ્છુ દાનવીર અને વિદ્યાવિલાસી

## શ્રીમાન્ શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાલા.

— વતન પાટણ —



એઓ સાહેબ પાટણના હોઈ લેખકના ખરા મુરબ્બી છે અને લેખક પ્રત્યે સંપૂર્ણ વાત્સલ્ય બતાવે છે. આ પુસ્તક છપાવવામાં અગાઉથી સારામાં સારી મદદ આપી નકલો ખરીદી લેખકને ઉત્તેજન આપ્યું છે-લેખક તેમનો સદા માટે આભારી છે.

ANAND SAGAR PRESS, BOMBAY. 2.

# શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળા

હરિગીત છંદ,

શ્રી સુતને સન્માનિ જનમાં દીન દુખિના દાનમાં
પ્રિયવાણિ વદન વિહારિણિ, ગુણવંત છો શ્રી માન્યમાં
દુષ્કાળ દુખ નિવારવા નિજ અન્ન ગૃહ ઉઘાડિયું
અપંગ પામર મનુષ્યને દઈ, સાહ્ય નામ ઉજાળિયું ૧
નિજ ધર્મશાળા ચોકમાં, ગિરિરાજની રચના કરી
મેરૂ ગિરી સમતસિખરની તુલ્ય શોભા આદરી
પહાડ મહા વીશાળનો, દેખાવ પુરણ ઓપતો
બારે બેઠા પટાધારિયો દર્શન મેળો જામતો ૨
ઈચ્છાએ હૃદય જગાવિયું, અખીલ પાટણ શહેરને
જમાડવું ભલિ જુક્તીથી, રેળાવું લક્ષ્મી ન્હેરને
તમામ વસ્તિ એક દહાડે, પ્રેમથી ભોજન જમે
એક દિન એવો ઠરાવવો નર નારિ આનંદે ધુમે ૩
એ યોજના મુકી અમલમાં, સા'સિક કામ ઉપાડિયું
સહસ્ત્રો વરશમાં ન થયું તે, કામ કરિ દેખાડિયું
નગ્ર પાટણ ન્હોતરી ઉર, ઉર્મી ભોજન આપિયું
નહિ થવાનું તે થયું નિજ, નામ અમ્મર રાખિયું ૪
સમગ્ર પાટણ શહેરની, તમામ વસ્તિ ન્હોતરી
પ્રીતેથી નગ્ર જમાડીયું, ઉમંગથી ધન વાવરી

તે ચાહિની પાંખિ પળાય છે, જેઠ વદ એકાદશી,
માળાએ અર્પિ મહાજને જન મનમાં રહિ છે વશી ૫
નરેંદ્ર રાજ્ય પીતા સયાજી, રાવ ગુર્જર ભુપતા
પાવન કીધું પધારીને, તમ ભુવનને ધરણીમતી
ઉદ્યાન ચંદ્રાનંદમાં, દીપોત્સવી પ્રકાશતી
ગગને ભેટે આતસબાજી, શોભિ રહી, અલકાવતી ૬
જૈન સ્માર્ત કેસ ચારૂપ, ધર્મ ક્લેશ વિહારવા
મધ્યસ્થ નિમ્યા આપને પુર, એકયતાને વધારવા
રાજ્ય માન્યને નગ્ર માન્યનું, ભુષણ આપે ધાર્યું છે
જૈન છો છતાં ઉભય પક્ષનું, મહંત મા.ત્મ વધાર્યું છે ૭
અનેક પ્રસિધ કાર્ય આપ, મુબાર્ક હસ્તે નીવડયાં
રત્નેંદુના સ્મણુંમાં મંન, ભ્રાત ભાવોથી ભળ્યાં
પુષ્પ ગ્રંથી તુલ્ય સંપની, ગ્રંથી ગુંથી છે ખરી
પ્રિય પુષ્પ ગ્રંથિ માળ આપની ગ્રંવામાં મા'જને ધરિ ૮
દીવાન હસ્તે મહાજને, મોંઘુ માન પત્ર આપિયું
એ માન તુલ્ય અવર જનોએ એવું માન ન ખાટિયું
શરદ પુર્ણિમા ચંદ્ર શેઠ નિ કિર્તી કર્ણ પ્રસારતી
નિશા પતિ ગીરી ભવીનો, હૃદય સ્નેહ સંભારતી ૯

# નીશાની નાગાઈ

( કેફી ગુરૂ વીષે )

ગરબી સોરઠી

( કામણુ દીસે છે અલબેલા  એ રાગ )

કેફી ગુરૂ પોતાના સેવકને શું તારશે રે (૨) શું તારસેરે
આળો દઇ મારસેરે  કેફી ગુરૂ પોતાના
કદી ભજનની વાત કરે નહી મોહ માયા વળી જુઠ તજે નહી
ધર્મ તણો ઉપદેશ નહી સંભળાવશેરે (૨) નહી સંભળાવશેરે
મન દુખાવશે રે.  કેફી ગુરૂ પોતાના
લોક વાક્યનો ડર નહિ રાખે આડું અવળુ બોલી નાખે
સદમારગનો રસ્તો એ નહી ઝાલશેરે (૨)એ નહી ઝાલશેરે
એ નહિ બતાવશેરે  કેફી ગુરૂ પોતાના

ભોગીલાલ

# નીશાની નાગાઈ

આશા ગોરી

કામ છે દુષ્ટ વીકારી—એ રાહ)

કેફની ટેવ નીવારો સુજ્ઞ સજ્જન કેફની ટેવ નીવારો ટેક
કેફ કર્યાથી પરવશ બનશો કરશો મન ગમતો લવારો
સુજ્ઞ સજ્જન
ઈજત છુટશે મુર્ખાઇ વધશે તજશે વિશ્વાસ તમારો સુજ્ઞ
આળસુ થાશો લ્હેરી કહેવાસો એ ભુત છે જરહરનારો સુજ્ઞ
નીશાથી સુજે કુચ્છંદ કુબુદ્ધી સુબુદ્ધી તજનારો સુજ્ઞ
ભુતનો ભાઇ ઈજ્જતનો શત્ર હાડ મોંસ ચુસનારો સુજ્ઞ
કઇકને નિરંછન કર્યા એ દુષ્ટે તેને ગણો કેમ પ્યારો સુજ્ઞ
ખોટું બોલાવે ભાન ભુલાવે છે પૈસાને તજાવનારો સુજ્ઞ
કવિની વીનંતી ઉર ધરીને કેફ તજો મુજ પ્યારો સુજ્ઞ
ભોગીલાલ.

# કેફીની સ્થીતી

લાવણી

નીહાળ્યા જ નજરે મેં કેફી કરે છે નીશામાં શેખી
ડરે છે એને સૌ દેખી દ્રવ્યનો નાશ કરે પેખી.
મગજથી જાય ઘણા બ્હેકી કીરતી કુવામાં દે નાખી
નીહાળ્યા નજરે મેં કેફી કરે છે નીશામાં શેખી

સાખી

કેફ કરવી સ્હેલ છે, જીરવવી મુશ્કેલ
જાણુ પડે જો કોઇને કરશે તેનો ખેલ
ફેલથી ઠરશે એ નાગો દેખીને સઘળા કહે ભાગો
નીશાની લ્હેર ડેર કરશે હામને દામ સૌ હરશે નિહાળ્યા

સાખી

કામ કહાઢી લે કેફમાં ઠગ મીત્રો મળી સાથ
કેફ કરી ગાંડો બને રમશે લાતમલાત
વાતમાં મશ્કેરીઓ કરશે લોકથી વણુ વાકે લડશે
વસ્ત્રનું ભાન નહી રેહેશે મોઢામાં આવ્યું બકશે

નિહાળ્યા

## સાખી

સારી બુરી સર્વની હોય રાય કે રંક
દુનીઆ વાત કરે ખરી જેના જેવા ઢંગ
મોટાની વાત પુંઠે કરશે ગરીબની મુખ આગળ ધરશે
પછી જો લાજથી નહી ડરશે લોકના મ્હોઢાએ ચઢશે
નિહાળ્યા

## સાખી

લોક બજાવની કેફનો કરો કેમ તમે સંગ
ઢંગ રંગ ઉડી જશે. થશે ઇજ્જતનો ભંગ
સંગત કોય નહી કરશે જીવતર નજીવું ઠરશે.
કવિની સીખ ઉરે ધરશે લોકમાં શાબાશી મળશે નિહા

ભોગીલાલ



# લોક—ગીત

## સાયબાની શીખ

સૈયર મોરી ગરબા કોર્યા ચાર જો
ગરબડીએ રમે રે તેવ તેવડીરે લોલ
સૈયર મોરી શરદ પુનમની રાતજો,
અજવાળા પડેરે માણેકચોકમાં રે લોલ
હું ઉભી માહરા ઓરડીયાની બા'રજો
સૈયર આવેરે મુજને તેડવારે લોલ
સૈયર મોરી સસરાને જગાડોજો
સસરાના મોકલીયા રમવા આવશુ
સૈયર મોરી સાસુને જગાડો જો
સાસુના મોંકલીયા રમવા આવશુંરે લોલ
સૈયર મોરી સાયબાને જગાડો જો
સાયબાના મોકલીયા રમવા અવશુંરેલોલ
ગોરી મોરા આછા સાળુ ઓઢજો
પરબતડી ભીડો તો દીસો પાતળાંરેલોલ
હળવે તાળી પાડો જો
હાથડીયા સમ મનશે રે ખંભા દુખશેરે લોલ
ગોરા મોરી હળવે કુહડી ફરજો જો
ફેરડીયા ચડશે તો થાશો આકળાંરેલોલ
ગોરી મારી ઝીણે રાગે ગાજો જો
જશોદાના જીવણ જોવા આવશેરે લોલ

# આપઘેલોકંથ

સામા મંદીરીયામાં નાગજી પોઢયા

નાગણી ઢોળે વાય મારા વાલા૦

હાથ ઝંઝેડી નાગ જગાડયા

મેલો તો રમવા જાય મારા વાલા૦

ધ્રુણતાં બોલાય છે.

આપણા મંદીરીયામાં સોળસેં સાહેલી

પારકે મંદિર શીદ જાય મારા વહાલા

નવાતે નગરના માળી તેડાવું

ફુલ વાડીયુ રચાવુ મારા વાલા૦

આસો પાલવહાન. ઝાડ રોપાવું

ત્યાં તારા હીંચોળા બંધાવું મારાવાલ૦

હુરે હીંચોળુ સૈયર હીંચોળે

હીંચતાં તુટયો હાર મારા વાલા૦

હુંરે વીણુંને મારી સૈયરો વીણે

હીરલો નાઠયો હાથ મારા વાલા૦

નખે વીણું ને હાથે સાંતરૂ રે

હૈડે પરોવીશ હાર મારા વાલા૦

## ગૃહસ્થાશ્રમમાં બ્રહ્મચારનો આદર્શ

મારા વાડામાં વાલોળીઓ ત્યાં બાંધી કવળી ગાય
કોણીએ ખીલા ખોડીયા ને કોણીએ બાંધી ગાય
રામે ખીલા ખોડીયા ને સીતાએ બાંધી ગાય
ખડ ખાએ ને પાણી પીયે ને એનુ દુધ કમોળે જાય
કોણીએ વાછરૂ છોડીયા ને અને કોણીએ દોહી ગાય
રામે વાછરૂ છોડીયા ને સીતાએ દોહી ગાય
કોણીએ દુધ કઢીયાં ને કોણીએ મેળવ્યાં મહી
રામે દુધ જ કઢીયાં ને સીતાએ મેળવ્યાં મહી
કોણીએ ગોરસ રેડીયાં ને કોણીએ ધૂમ્યાં મહી
રામે ગોરસ રેડીયાં ને સીતાએ ધૂમ્યાં મહી
કોણીએ માખણ તાવીયાં ને કોણીએ ભરીયાં ઘી
રામે માખણ તવાયાં ને સીતાએ ભરીઆં ઘી

## ક્યાં રમી આવ્યા

સાંભળરે મારી સજનીનાર રજમાં ક્યાં રમીઆવ્યાજી
હમણાં ચીર પેર્યેતાં ને ચીર ક્યાં ચોળાણાજી
વનરા વનને મારંગ જાતાં સામી મળી ચાર સૈયરૂજી
સૈયરૂ દેખી હમચી ખુંદી ચીરત્યાં ચોળાણાજી
સાંભળરે મારી સજની નાર રજમાં ક્યાં રમી આવયાજી
હમણાં કાજળ આંજયાંતાં ને કાજળ ક્યાં રોળાણાજી
વનરાવનને મારગ જાતાં સામા મળયાં માબાપજી
માબાપ દેખી આંસુ આવ્યા કાજળ ત્યાં રોળાણાજી
સાંભળરે મારી સજની નાર રજની ક્યાં રમી આવ્યાજી
હમણાં વેણી વાળીતીને વેણીક્યાં વીખાણીજી
વનરાવનને મારગ જાતાં સામો મળયો મંન ભમરોજી
ભમરો મારી વેણીએ બેઠો વેણી ત્યાં વીખાણીજી
સાંભળીરે મારી સજની નાર રજમાં ક્યાં રમી આવ્યાજી
હમણાં ટીલી ચોડીતી ને ટીલી ક્યાં ખોવાણીજી
વનરાવનને મારગ જાતાં સામા મળયા મા' દેવજી
મા' દેવ દેખી પગડે પડીને ટીલી ત્યાં ખોવાણીજી
સાંભળરે મારી સજની નાર રજમાં ક્યાં રમી આવ્યાજી
હમણાં ચુડી પહેરીતીને ચુડી ક્યાં નંદવાણીજી
વનરાવનને મારગ જાતાં સામે મળયાં ગોધનજી
ગોધન દેખી દોવા બેઠી ચુડી ત્યાં નંદવાણીજી

---

## પરદેશામે

ઉતરતી કોમમાં આ ગીત ગવાયાં પણ તેમાં શુદ્ધ પતિ પ્રેમની ઝળક હોવાથી શ્રોતા આગળ રજુ કરૂ છું

આજ મારી ચોળી ભીંજાણી રંગ રસમેં
આજ મેરા પીયુ ગયા પરદેશમાં આજમેરા
કોરી હોડીમે દહીડા જમાયા,
આજ મેરા ખાને વાળા પરદેશમેં આજમેરા
કોરે તે કુંજેમે ચાવલ પકાયા
આજ મેરા ખાને વાલે પરદેશમે આજમેરા
કોરી તે મટકીમેં ઠંડા જલ પાણી
આજ મેરા પીને વાલે પરદેશમે. આજમેરા
કોરઃતે પતેમે લવીંગ સોપારી
આજ મેરા ચાવણુ વાલા પરદેશમે આજમેરા
કોરાતે પલંગમે બીછાના લગાયા
આજ મેરા પોઢણુ વાલા પરદેશમાં આજમોર

( મળેલું )

# કેર કાંટો વાગ્યો.

સવાસો થી દોઢસો વરસનું આ જુનુ ગીત જેની ભવિષ્ય વાણી તરીકે પહેલાં બોલાતુ ન હોય તેવી ભાવના અત્યારના જમાનામાં લાગવાથી આ ગીતમાં કંઈક સંસારી રહસ્ય સમાએલુ છે, કઇ જાતના આજના કાંટા વાગ્યા તે કાંટાઓનું દીગ દર્શન રૂપી આ લોક ગીત શબ્દોની કીમત ન કરતાં તેના ભાવની કીમત જરૂર આંકજો,

## લોક ગીત.

પેલા વડોદરાના વઇદડા બોલાવો
આડા પડદલા બંધાવો
આ'રે ઢોલીયા ઢલાવો,
મારા કાંટડીયા કઢાવો, પીયુ અરરર હાય કેર કાંટો વાગ્યો
૧ ઘરમાંથી રાંધણીયા ને કાઢો ધુમાડે આંખ્યું દુખે
પીયુ અરરર હાય કેર કાંટો વાગ્યો
૨ ઘરમાંથી ઘંટડીયુને કાઢો દળતાં બાવડાં દુખે
પીયુ અરરર હાય કેર કાંટો વાગ્યો

૩ ઘરમાંથી સાંબેલાને કાઢો ધબકારે ખંભા દુખે
પીયુ અરરર હાય કેર કાંટો વાગ્યો

૪ ઘરમાંથી દુઝણીયાને કાઢો વલોવતાં કેડો ફાટે
પીયુ અરરર હાય કેર કાંટો વાગ્યો

૫ મારી સાસુજી બહુ લડતી વાતોમાં કજીઓ કરતી
તેથી જુદુ રહેવા ચ્હાતી પીયુ અરરર હાય કેર કાંટો વાગ્યો
વળી મીજાસી મુજ જેઠાણી થઇ ફરતાં એ શેઠાણી
ન ભરતાં લોટો પાણી પીયુ અરરર હાય કેર કાંટો વાગ્યો
વળી નણુદલી બહુ બોલે મને ગણુતી તણુખલાની તોલે
એનાં બસકલા બંધાવો એને સાસરીયે વળાવો
પીયુ અરરર હાય કેર કાંટો વાગ્યો



# લોકગીત

## ગામડાંનુ સ્વાગત.

ઝીણું મોર ટહુકે છે :લીલી ના ઘેરમાં
લીલી ના ઘેરમાં હરીવનરાયમાં. ઝીણું. ૧

ઉતારા દેશુ લીલી ના ઘેરમાં
દેશુ મેઢીયુને મહેલ લાલ. ઝીણું. ૨

દાતણ દેશુ લીલી ના ઘેરમાં,
દેશુ કઢીએલાં દુધ લાલ. ઝીણું. ૩

ન્હાવણ દેશુ લીલી ના ઘેરમાં,
દેશુ નદીયુનાં નીર લાલ. ઝીણું. ૪

ભોજન દેશુ લીલી ના ઘેરમાં,
દેશુ ઘેબરીયો કંસાર લાલ. ઝીણું ૫

મુખવાસ દેશુ લીલી ના ઘેરમાં,
દેશુ ચોરવાડી પાન લાલ. ઝીણું. ૬

પોઢણુ દેશુ લીલી ના ઘેરમાં,
દેશુ હીંડોળા ખાટ લાલ. ઝીણું. ૭

( શારદા

# સાક્ષર ડાહ્યાભાઈ ધોળશાજી કૃત.

રાગ માઢ તાલ દાદરા.

તારૂં જીવતર જોલાં ખાય, ઓ હંસા નિંદ ના ગઈ,
તારૂં આયુષ્ય એળે જાય, ઓ હંસા નિંદ ના ગઇ. ટેક.
જોબન ધન જાશે જરૂર, ઉડે જેમ કપૂર,
ભગવત ભજ ભાવથી, શું હંસા ચાટે ધુળ. તારૂં૦ ૧
કાળે આંખ્યો કાળજ ખાશે, મનમાં જરી એ ચેત;
કાળ ઉંદરડો કરડે તારૂં ઉત્તમ આયુષ્ય ક્ષેત્ર. તારૂં૦.૨

## પીડે છે પ્રાણુ લોકોના.

( થવાનું ના થવાનું કહે નજુમી કોણુ—એ રાહ )

પ્રપંચી પાપનાં પુતળાં પીડે છે પ્રાણુ લોકોના,
હૃદયના ક્રુર ને કાળા, પીડે છે પ્રાણુ લોકોના. ટેક.
બીછાવી જાળ મતલબની, ભલા બગલા બની બેસે,
દયાળુ નામ ધરનારા, પીડે છે પ્રાણુ લોકોના. ૧
પ્રથમ પૈસાથી મીત્રાઇ, ભલે હોય પુત્ર કે ભાઈ,
દગાબાજીથી ઠગનારા, પીડે છે પ્રાણુ લોકોના. ૨

ગરજ વેળા ગરીબ ગોલા, ફસાવી કંઇક મનુષ્ય ભોળા,
સમય સાધી પટકનારા, પીડે છે પ્રાણ લોકોના. ૩

ઇજારો સત્યનો રાખે, વચન મીથ્યા મુખે ભાખે,
અઘટતા ઘાટ ઘડનારા, પીડે છે પ્રાણ લોકોના. ૪

હમેશાં સ્વાર્થને દેખે, ન્યાય અન્યાય ના લેખે,
દૈવથી નહીં ડરનારા, પીડે છે પ્રાણ લોકોના. ૫

અહંપદમાં બની અંધા, કરે ઉંધા કંઇક ધંધા,
જગતને દોષ દેનારા, પીડે છે પ્રાણ લોકોના. ૬

સુખી કોઇ અન્ય દેખાએ, જવાસા જેમ ખીજવાએ
બળીને આપ મરનારા, પીડે છે પ્રાણ લોકોના. ૭

સત્યનો અંશ ના જેને, જગતની લાજ શું તેને,
ભુંડાપે ભાર ભરનારા, પીડે છે પ્રાણ લોકોના. ૮

ઉચારે વેણ મુખ ઝેરી, બનાવે વિશ્વને વેરી,
ન ધાર્યો પ્રાણ તજનારા, પીડે છે પ્રાણ લોકોના. ૯

(પ્રાણ પ્રેમ પુષ્પમાળા.)

---

# નએ નુકતે નજર આતે.

( બીના પ્રભુ પાસ કે દેખે એ–રાગ )

યે દુનિયાકે તમાશેમેં, નએ નુકતે નજર આતે,
બીના સમઝે બીના શોચે, કઇ દીવાને બન જાતે. એ ટેક,
બીછાકર જાલ મતલબકી, કોઈ જગ નામકો ચહાતે,
બને સરદાર બડે દમમાર, આપ હુશીયાર કહેલાતે. યે દુ. ૧
લીયા પરમાર્થકા ઝંડા, કરે પરમાર્થકી બાતેં,
બાહ્ય કછુ ઔર અંદર કુછ ઔર, અપના દૌર ફૂએલાતે.
યે દુ. ૨
ન જાને આપની લયાકતકો, ખામખાં યું બકે જાતે,
બને નેતા બડે વેત્તા, આપ આલમકો બહેકાતે. યે દુ. ૩
બીના પુરૂષત્વ જ્ઞાનકા તત્વ, કોઇ નહી કામ બન આતે
કહાતે વો ન ગાયક જો, બે તાલે બે સુરે ગાતે. યે દુ. ૪
પકડ કર દીપ અંધે આપ, સબકો રાહ બતલાતે,
બે ચારે યું હી યું ચલતે, ખડ્ડેમેં પ્રાણ ગીરવાતે. યે દુ. ૫
( પ્રાણુ પ્રેમ પુષ્પમાળા )



# હશે એવો વીરલ કોઈ!

**ગજલ.**

(બીના પ્રભુ પાસ કે દૂબે મેરા દીલ—એ રાગ)

દયા રાખે ગરીબો પર, હશે એવો વીરલ કોઈ?
સુણે જે વાત દુખીઆની, હશે એવો વીરલ કોઇ? ટેક.
કરે પાલન અનાથોનું, ચહે કલ્યાણ સહુ જનનું,
કરે નિર્મુળ દુઃખોનું, હશે એવો વીરલ કોઇ? દયા૦ ૧
પડે કોઈ મુશીબતમાં, વળી ઘેરાય આફતમાં;
બજાવે એ બધા ડરથી, હશે એવો વીરલ કોઇ? દયા૦ ૨
ન હોય માનનો ભૂખ્યો, ખુશામતથી રહે અળગો
નિરાભીમાની ને સાચો, હશે એવો વીરલ કોઇ? દયા૦ ૩
વ્યસનથી વેગળો રહીને, સદાચારી ગણાઇને,
બજાવે ધર્મનો ડંકો, હશે એવો વીરલ કોઇ? દયા૦ ૪
તજી સંસાર માયાને, કરી કુરબાન કાયાને,
સ્વામીની સેવ કરનારો, હશે એવો વીરલ કોઇ? દયા૦ ૫

પ્રાણુ પ્રેમ પુષ્પમાળા.

# ચોવીસ તીર્થંકરનો કુટુંબ વિસ્તાર.

## ગરબો.

રાગ-ગાઓ આનંદે સૌ આજના પ્રભુના મહીમાને-
( સારૂ સારૂરે સુરત શહેર, મુંબઈ અલબેલી—એ ઢાળ)
વીસ્તારૂં જૈન પરીવાર, આનંદ ધરી અંગે,
કરો પઠન ભવિક નરનાર, તનમન ઉમંગે.
ચોવીસ જૈનોનું કુટુંબ વખાણું, ગ્રંથોના આધારે રે
સંતાન મોહમાયાતજી નીકળ્યા, વીહારે અણુગારે.
તન મન ઉમંગે. ટેક

## સાખી

બે પુત્રી રૂષભદેવને, ભરતાદિક સો પુત્ર,
સઘળા એ સંજમ ગ્રહી, મોક્ષ ગયા સુહુ સુત.
અજીતનાથને પુત્ર નહી પ્રભુ, ત્રણુ લોકના નેતારે,
પુત્રની ઇચ્છા મનથી કરી નહી, મોહ કરમને જીત્યા.
તન મન ઉમંગે. ૧

## સાખી

સંભવ અભીનં સુમતી, તૃયને ત્રણુ ત્રણુ સુત;
તૃયો દશ તન પ્રભુ પદ્મને, રાજય લીધાં અદભુત.
સત્તર સુત સુત સુપારશ્વને જૈનને, ચંદ્રપ્રભુને અઢારરે;
સુબુદ્ધિનાથને ઓગણીસ પુત્રો, ભવદધી તારણુહાર.
તન મન ઉમંગે. ૨

સાખી

સીતલ શ્રેયાંસ બાર, નવ્વાણું વાસુ પુજય,
વિમળનાથને તન નહિ, કીધું કર્મથી યુદ્ધ.
અષ્ટ એશીં શ્રી અનંત પ્રભુને, ધર્મનાથનેઓ ગણીસરે,
ભવ સંસારે પાર પામીઆ, ત્રણ જગતના ઇશ.
તન મન ઉમંગે. ૩

સાખી

દોઢ ક્રોડ સુત શાન્તીજીન, ભુકત ભોગી ભગવંત,
ચક્રવૃતી પદ તજી વીભુ, પછી થયા અરિહંત.
દોઢ કરોડ સુત કુંથુનાથને, સવા કરોડ અરનાથરે,
ત્રણ તિર્થંકર હતાં ચક્રવૃતી, નથી આશ્ચર્ય વાત.
તન મન ઉમંગે. ૪

સાખી

મલ્લિ જીન કુંવારીકા, ભગવતી બ્રહ્મચર્ય વંત
મુની સુવ્રત સ્વામીને, એકાદશ ગુણવંત.
નમીનાથને સુત નહી બલીહારી, નેમકુમારરે,
તોરણથી રથ ફેરવી ચાલ્યા, ચડી ગયા ગીરનાર.
તન મન ઉમંગે. ૫

સાખી

સુતન પારશ સ્વામીને, મહાવિર પુત્ર એક,
કુલ સવાચાર કરોડને, ચારસે સપ્ત વિશેક,
કુટુંબ વખાણે ભવદધીં તરશે, પુન્ય ખજાનો પામેરે;
રત્નચંદ ભક્તિના બળમાં, પ્રભુચરણે શીરનામે.
તન મન ઉમંગે. ૬

# તીર્થંકરોનું બળ

## હરીગીત છંદ

બળવાન બાર પુરૂષ તણું બળ, બળદ એકમાં જાણવું
નિર્માણુ છે દશ બળદ બળ એક, ઘોડામાં પરમાણવું
દ્વાદશ બળ ઘોડા તણું એક, ભેંસમાં સમાય છે
એક હાથી બળમાં પાંચસે, પાડાઓનું મપાય છે. ૧
એક સિંહમાં બળ પાંચ સેંહ, ગજેંદ્ર તણું જાણીએ
એવા મળે બેસેસ્ર સીંહ એક, અષ્ટાપદ બળ માનીએ
દશ લાખ અષ્ટાપદ તણું બળ, એક રામમાં થાય છે
બે રામનું બળ કૃષ્ણ શ્રી વસુ, દેવમાં અંકાય છે. ૧
બળ માપ બે વસુ દેવનું એક, ચક્રવતીમાં માનવું
ભેગું કરે કોડ ચક્ર બળ એક, ઇંદ્રમાં લેખાય છે
કરોડ ઇંદ્રનું બળ મળે અરીહંતનું, વધી જાય છે ૩
અનંતા ઇંદ્રને ચક્રીઓનું, બળ બધુ ભેગું મળે
તીર્થંકરોના બળ તણી એક, ક્ષિત કોણ ગણના કળે
અનંત બળના ધારીએ નીજ, શક્તિ ફોળવે ન કદી
રચી રત્ન ગ્રંથ આધારથી, કલ્પિત આ કવિતા નથી. ૪

સમાપ્ત.

# અગાઉથી પુસ્તક ખરીદનાર ગ્રહસ્થોના

# મુબારક નામ

—०—

૩૦૧ નેકનામદાર શ્રીમંત મહારાજા સાહેબ શ્રી વીજયદેવજી
બહાદુર ધરમપુર

૨૫૧ નામદાર ઠાકોર સાહેબ જયવંન્તસિંહજી બહાદુર
સાણંદ અને કોઠ સ્ટેટ

| | | |
|---|---|---|
| ૨૦૧ | શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળા | પાટણ |
| ૧૦૧ | શેઠ દેવકરણ મુલજી | ,, |
| ૧૦૧ | શેઠ લલુભાઈ ગુલાબચંદ ઝવેરી (હાબ મુંબઇ) | વલસાડ |
| ૧૦૧ | ,, રાયચંદભાઇ મોતીચંદની કું. | મુંબઇ |
| ૧૦૧ | લલુભાઇ કરમચંદ દલાલ | ,, |
| ૧૦૧ | કેસરીચંદ ભાણાભાઈ | ,, |
| ૧૫૧ | શેઠ માણેકલાલ બેચરદાસ ગાંધી | ,, |
| ૫૧ | શેઠ વાડીલાલ પુનમચંદ રાધનપુરવાળા | ,, |
| ૫૧ | શેઠ મોતીલાલ મુળજી ,, | ,, |
| ૫૧ | શેઠ જીવાભાઈ પ્રતાપ ,, | ,, |
| ૫૧ | શેઠ હરજીવનદાસ વાલજી ,, | ,, |
| ૫૧ | શેઠ મેઘજીભાઇ થોભણ | ,, |
| ૫૧ | શેઠ નગીનચંદ કપુરચંદ ઝવેરી | ,, |
| ૫૧ | શેઠ પાનાચંદ માવજી [જેતપુર] | ,, |
| ૫૧ | શેઠ બાલાભાઇ નાથાભાઈ રામપુરા | સુરત |

૫૧ સેઠ ઠાકોરભાઇ ધનજી સુરત
૫૧ શેઠ નેમચંદ નાથાભાઇ ,,
૫૧ શેઠ સારાભાઇ ભોગીલાલ ઝવેરી
૪૧ શેઠ હીરાલાલ વાડીલાલ ઝવેરી મુંબઇ
૨૫ શેઠ ચુનીલાલ વીરચંદ રાધનપુર ,,
૨૫ શેઠ ગીરધરલાલ તીકમલાલ રાધનપુર ,,
૨૫ શેઠ દલીચંદ વીરચંદ નવાપુરા સુરત
૨૫ શેઠ નરસીંહલાલ માણેકલાલ મુંબઇ
૨૫ શેઠ છગનલાલ પરમાનંદ નાણાવટી મુંબઇ
૨૫ શેઠ કંચનલાલ મામાવાળા સુરત
૨૧ શેઠ મોતીલાલ નાનચંદ વિજાપુર મુંબઇ
૨૫ શેઠ મોહનલાલ હેમચંદ ઝવેરી
૧૫ શેઠ અમરતલાલ રાયચંદ ઝવેરી ,,
૧૫ શેઠ કકલભાઇ ભુધરભાઇ વકીલ રાધનપુર ,,
૨૫ શેઠ મોતીચંદ ગીરધર સોલીસીટર ,,
૨૫ શેઠ ગોવીંદજી ખુશાલ ,,
૨૫ શેઠ લલુભાઈ ભીખાભાઇ ચુનાવાલા સુરત
૧૧ શેઠ હરગોવનદાસ હકજીવનદાસ રાધનપુર મુંબાઇ
૧૧ ઝવેરી માણેચંદ પાનાચંદ ,,
૧૧ નગીનદાસ કશલચંદ ,,
૧૧ બાબુ ધરમદાસ નાગરદાસ પાટણ ,,
૧૧ શેઠ લાલભાઈ મગનભાઇ અમદાવાદ ,,
૧૧ શેઠ રણછોડદાસ તેજાજી સુરત

૧૦ ચોકસી માણેકચંદ ડાહ્યાભાઇ નવાપુરા સુરત
૧૫ શેઠ કલ્યાણચંદ દેવચંદ
૧૦ તીકમલાલ પાટણવાળા મુંબાઈ
૧૧ શેઠ મગનલાલ મુળચંદ. નાનપરા સુરત
૧૦ શેઠ રંગીલદાસ વૃજલાલ ખાંડવાળા ,,
૫ કાન્તીલાલ ભુખણદાસ પરીખ ,,
૫ મુકતીલાલ મણીલાલ રાધનપુરવાળા મુંબાઈ
૫ ગોતમભાઇ લખમીચંદ ,,
૧૦ શેઠ મોતીલાલ ડાહ્વાભાઈ ,,
૧ રાયચંદ વાડીલાલ શાહ ધિણોજ
૧ શેઠ નાથાભાઇ ઝવેરચંદ જેતપુર–કાઠી
૧ હુકમચંદજી જવાનમલજી શીરોઇ
૧ અચરમલજી ખુબચંદજી ,,
૧ વરધીચંદજી માણેકચંદજી ,,
૧ સરેમલજી પુનમચંદજી ,,
૧ કુંદનલાલ રતનચંદજી ,,
૧ શા. કેશરીમલ કપુરચંદ ,,
૧ શા. નેનમલ દલીચંદજી ,,
૧ શા. હીરાજી આશાજી સુરત
૩ રા. રા. જમશેદજી ,,

—o—

જૈનો જાગો ! ધર્મને ખાતર ! સ્વમાન સાચવો.

# શ્રી શેત્રુંજયનો વીરહ.

---

## રાગ લલીત.

વીરહ તીર્થનો ઉર વ્યાપીયો, પ્રબળ ભાવીએ કલેશ સ્થાપીયો,
સમય શોચતાં ધૈર્ય જાય છે. રદયમાં ઘણો શોક થાય છે. ૧

( ગરથ ) લોભીયો રાજવી થયો, સરવ જૈનથી દ્રોહ આદર્યો,
કદી થયું નથી તે થઈ ગયું, તીરથ દ્વારને બંધ રે કર્યું. ૨

અધિષ્ટ દેવતા સાહ્યતા કરો, સકળ સંઘના દુઃખને હરો,
ધરમ લાજની વ્હારમાં ચડો. તીરથ બંધના દ્વાર ઉઘડો. ૩

સમય પ્રાચીને સૂરીઆ હતા, ધરમ સાચવી પુર્ણ રાખતા,
ધરમ આફતોને નીવારતા, ધરમ સંકટો ગુરૂ ટાળતા. ૪

ઉર્જેનીના સ્થળે પાર્શ્વ નીકળ્યા, સીદ્ધ દીવાકરે રાય બુઝવ્યા;
મુની પ્રભાકરા માનતુંગજી, મુગલ રાજ્ય તો રે નમે રીઝી. ૫

અગણ્ય સૂરીયો જૈનમાં હતા, અણી પ્રસંગમાં મોખરે રે'તા,
સૂરી પદા હતા સીદ્ધી ધારકો, રહી ગયા અરે નામ સ્મારકો. ૬

ગમન તે થયા રે સીધીશ્વરા, વખત વહી ગયો કોઈ ન રહ્યા
સૂરીશ્રી હેમની કીર્તિ મહાલતી, વીજય ઘોષણા ગ્રંથે ગાજતી. ૭

પુર્ણીમા કરી રે અમાશ્યની રજની ચંદ્રની રે પ્રકાશતી
અમરીનો પડો રે વગાડીયો, અભયદાનનો સ્થંભ ઘાલીયો, ૮
ચલીત શું થયા તે આરાધનો, ગલીત થૈ ગયા ઈષ્ટ સાધનો
ધરમ જ્યોતની લુંટ થાય છે, સહન ઉરમાં કેમ થાય છે. ૯
વખત પ્રાચીને ગુરૂજી હતા, ધરમ રક્ષણે તે થતાં છતાં
વીર જનુનીના પુત જાગશે, ધરમ માનની લાજ રાખશે. ૧૦
ગુંથણી ગ્રંથના સ્થાનમાં થશે, કનક શાહીથી નામ આંકશે
પદવી ધારકો નીંદને હરો, તીરથ રાજને આપનો કરો. ૧૧
પુજ્ય ચક્રેશ્વરી વિઘ્ન ટાળજો, ઊર અગ્રેસરોના ઊઘાડશો
જીનની જ્યોતિઓ જાગજો હવે, સંઘનો કીંકર (ભોગી) વીનવે. ૧૨

( કવી. ભોગીલાલ ) પાટણવાળા.

## શ્રી જૈન સ્વયંસેવક મંડળ અમદાવાદ.



